श्रीकृष्णाय नमः ग्रन्थाङ्क २२

# ॥ श्रीअष्टाक्षरमंत्रार्थनिरूपणम् ॥

## ॥ श्रीकृष्णः शरणं मम. ॥

इति

श्री अष्टाक्षरमहामन्त्रतदुपरि-

श्रीमत्प्रभुचरणविरचितविवृत्यनुसारेण

गुर्जरगिरायामनुवादः

सं. १९७९. प्रथमावृत्ति प्रत २०००.

अनुवादकः—

जेठालाल गोवर्द्धनदास शाह.

अमदावाद. एम. ए.

प्रकाशकः—

लल्लुभाई छगनलाल देसाई.

रीचीरोड, पतासानी पोळ पासे

नं. ११०, मेडाउपर—अमदावाद

न्योछावर ०-६-०.

श्री युनियन प्रीन्टींग प्रेस कंपनी लीमीटेडमां

शा. मोहनलाल चीमनलाले छाप्युं.

# અમારા તરફથી પ્રકટ થએલાં પુસ્તકો.

૧ વિવિધ ધોળ તથા પદ સંગ્રહ. ભાગ ૧ લો (આ ૪ થી) ૧—૪—૦
૨ વિવિધ ધોળ તથા પદ સંગ્રહ ભાગ ૨ જો. (આ. ૨ જી) ૧—૦—૦
૩ શ્રીગોકુલેશજીનાં ધોળ તથા પદ સંગ્રહ... ... ... ૧—૦—૦
૪ નિત્યનિયમના પાઠ તથા ધોળ ( આવૃત્તિ ૫ મી ) ... ૦—૪—૦
૫ શ્રીગોકુલનાથજીનાં ૨૪ વચનામૃત ( ગુજરાતી ) ... ૦—૪—૦
૬ બ્રહ્મસંબંધ કાવ્ય ( આવૃત્તિ ૩ જી )... ... ... ૦—૪—૦
૭ શ્રીકૃષ્ણસ્તોત્ર રત્નાકર. મુળશ્લોક સાથે ગુજરાતી ટીકા ૦—૧૨—૦
૮ શ્રીપુરૂષોત્તમ સહસ્ત્ર નામ સ્તોત્ર (મુળ શ્લોક સાથે ગુ ટીકા) ૨—૦—૦
૯ શ્રીમદ્ ભગવદ્ગીતા ( તત્વદિપિકા અમૃતતરંગીણીના આશય સાથે ) ... ... ... ... ૧—૮—૦
૧૦ શ્રીગોવર્ધનનાથજીનું પ્રાકટ્ય ( આવૃત્તિ ૨ જી ) ... ૦—૬—૦
૧૧ શ્રીષોડશ ગ્રન્થો સરળ ગુજરાતી ટીકા ( આવૃત્તિ ૨જી)... ૧—૪—૦
૧૨ શ્રીગુસાંઇજી કૃત વિજ્ઞપ્તિ ... ... ... ... ૦—૫—૦
૧૩ શ્રીગોકુલનાથજીનાં ૨૪ વચનામૃત ( વ્રજભાષા ) ... ૦—૫—૦
૧૪ શ્રીમદ્દુજી મહારાજ કૃત ૩૨ વચનામૃત, તથા મહારાજ શ્રીએ કરેલાં દીનતા આશ્રયનાં ૭૫ પદ, તથા શ્રી દ્વારકામાં કરેલા છપ્પન ભોગનું ધોળ, તથા મહારાજશ્રીના જીવનચરિત્ર સહીત ભાષા ( આવૃત્તિ ૨જી) ... ... ૦—૬—૦
૧૫ નિત્ય નિયમના ૨૪ પાઠ ( મુળ સંસ્કૃત ) ... ... ૦—૬—૦
૧૬ ૮૪ વૈષ્ણવની વાર્તા ( ગુજરાતી ભાષામાં મોટા અક્ષરથી ( આવૃત્તિ ૨ જી ) ... ... ... ૨—૮—૦
૧૭ શ્રીયમુનાસ્તોત્ર રત્નાકર . ... ... ... ... ૦—_ ૦
૧૮ શ્રી સ્વરૂપદર્શન ( ૧૪૦ ફોટાવાળું ( આવૃત્તિ ૪થી) ... ૩—૦—૦
૧૯ કીર્તન સંગ્રહ ભા. ૧ લો. વર્ષોત્સવકેકીર્તન ( ઘણા મોટા અક્ષરથી ) ... ... ... ... ૧૦—૦—૦
૨૦ શ્રીવલ્લભાખ્યાન મુળ પુરૂષ ( ગુજરાતી ) ... ... ૦—૧—૦
૨૧ શ્રીવલ્લભાખ્યાન મુળ પુરૂષ ( વ્રજભાષા ) ... ... ૦—૨—૦

श्रीकृष्णाय नमः ग्रन्थाङ्क ३३

# ॥ श्रीअष्टाक्षरमंत्रार्थनिरूपणम् ॥

# ॥ श्रीकृष्णः शरणं मम ॥

इति

श्रीअष्टाक्षरमहामन्त्रतदुपरि-

## श्रीमत्प्रभुचरणविरचितविवृत्त्यनुसारेण

## गुर्जरगिरायामनुवादः

---

अनुवादकः—

जेठालाल गोवर्द्धनदास शाह.

अमदावाद. एम. ए.

# નિજવાર્તા, ઘરૂવાર્તા, તથા બેઠક ચરિત્ર.

આ ગ્રન્થમાં શ્રી આચાર્યજી મહાપ્રભુજીની નિજવાર્તા, ઘરૂવાર્તાના [illegible] તથા શ્રી આચાર્યશ્રીએ પોતે ત્રણ વખત પૃથ્વિ પરિક્રમા કરી, અનેક કષ્ટો વેઠી, ધર્મનું દ્વંદ્વ યુદ્ધ કરી, 'માયામતનું ખંડન કરી, દિગ્‌વિજય કરી, ભક્તિમાર્ગ–પુષ્ટિમાર્ગની સ્થાપના કરી દૈવિજીવોને શરણે લેઇ જે જે અલૌકીક ચમત્કારો જણાવ્યા ને પોતાની ૮૪ બેઠકો સ્થાપિત કરી તે બેઠકોનું સવિસ્તર વર્ણન તથા તેવીજ રીતે શ્રીમત્પ્રભુચરણ શ્રી ગુસાંઇજી, જયેષ્ટલાલજી શ્રી ગિરિધરજી, ચતુર્થલાલજી શ્રી ગોકુળનાથજી ( માળા પ્રસંગવાળા ), પંચમલાલજી શ્રી રઘુનાથજી તથા મહાનુભાવી શ્રી હરિરાયજી ( મહાપ્રભુજી–શીક્ષાપત્ર આદિ અનેક ગ્રન્થોના કર્તા ) આદિ બાળકોએ પણ પૃથ્વિ પર્યટન કરી, દૈવી જીવોને શરણે લેઈ, સ્વધર્મનાં તત્ત્વો સમજાવી, ધર્મનું પોષણ કરી, માર્ગનો પ્રકાશ કરી, પોતાની બેઠકો સ્થાપિત કરી તેનું ચરિત્ર–સવિસ્તર વર્ણન, પ્રાચિન અને અપ્રસિદ્ધ હસ્ત લીખીત ગ્રન્થોમાંથી શોધન કરી : એકત્ર કરી આ ગ્રન્થ મોટા અક્ષરથી છપાવ્યો છે. ન્યોચ્છાવર રૂ. ૩–૮–૦ ત્રણ રૂપીઆ આઠ આના.

## पंचामृत.

મહાન્ અનુભવી પરમ ભગવદિય "વ્યાસદાસ" કૃત. અનુભવૈક ગમ્ય મહાગુઢ વિષયો ભક્તિ, નીતિ, જ્ઞાન, વૈરાગ્ય મનને શીખામણ, દીનતા, આશ્રય, વગેરે વિષયોનું ગાવાના રાગમાં–દોહા, ચોપાઇમાં પંચામૃત–પાંચઅમૃત. ૧ શિક્ષામૃત ૨ દૈન્યામૃત ૩ સ્નેહામૃત ૪ સ્વપ્ન સાર–૫ ધનયાત્રક ૬ આ પાંચ અમૃતદ્વારા વૈષ્ણવોને શ્રી મહાપ્રભુજી, શ્રી વલ્લભકુળનો દ્દઢ આશ્રય, ધૈર્યનું અનુપમ વર્ણન કરી સ્પષ્ટ સમજાવ્યુંછે. ખાસ મનન કરવા જેવો આ ગ્રન્થછે. કી.રૂ.૦–૮–૦

# પ્રસ્તાવના.

ભારતવર્ષના ઇતિહાસમાં એક યુગ એવો પણ હતો, કે જ્યારે અખિલ દેશ ધર્મપરાયણ રહી સંસ્કૃતિની ઉચ્ચ શ્રેણિએ ચઢેલો હતો. આજથી ૫૦૦૦ વર્ષથી પણ પૂર્વે, ભારતના ઉષઃકાળમાં, ભગવાનના નિજ શ્વાસરૂપ વેદનો પ્રાદુર્ભાવ આ દેશમાં થયો હતો. તે વેદમૂર્તિ ભગવાને ધર્મ વસ્તુ શું છે તે પ્રથમ આર્યાવર્તવાસિઓને તે સમયે સમજાવ્યું. તે યુગને ક્ષણવાર દૃષ્ટિ સમક્ષ લાવો, અને વિચારો કે હાલમાં શાથી આપણા જીવનમાં, સમાજમાં, ધર્મભાવનામાં, મહાન્ વિપર્યય થઇ ગયો છે. તે સમયે લોકોને ધર્મ માટે અત્યન્ત ઉત્કણ્ઠા અને શ્રદ્ધા હતી. ધર્મજ એમનું જીવન હતું. તેમનાં સર્વકાર્યો ધર્મને સાક્ષી રાખીને તેઓ કરતા હતા. તેઓ દંભ વગરના સરળ હૃદયના અને નિષ્કપટી હતા. એક ક્ષણવાર પણ તે ધર્મ વિચાર વગર શાન્ત બેસતા નહોતા—તેમનાં ગૃહજીવનમાં, સામાજીક જીવનમાં, રાષ્ટ્રજીવનમાં, સર્વમાં ધર્મ એજ તેમનું પરમતત્ત્વ હતું. આ સમયે તેમની ધર્મભાવના શ્રી ભગવન્મૂર્તિ વેદમાં વર્ણવ્યા પ્રમાણે હતી. વેદની પ્રાર્થનાઓ મંત્ર નામથી ઓળખાતી. મંત્ર શબ્દને યાસ્કાચાર્ય નિરૂક્તશાસ્ત્રમાં મન્ ધાતુ ઉપરથી વ્યુત્પન્ન કરે છે. मन्त्रो मननात् એટલે પ્રાર્થનાઓનાં સ્તોત્રો માત્ર શુકવત્ ઉચ્ચારી જવાનાં નહોતાં, પણ તેના ઉપર વિચાર કરવાનો હતો. સમસ્ત વેદ મંત્ર ગણાતો હતો. તેનો દરેક શ્લોક તથા ઋચાનું નામ મંત્ર હતું. વેદમાં આવા ઘણા મંત્રો

આવે છે. આ મંત્રો ઉપર આર્યોની અચળ શ્રદ્ધા હતી, અને તેના પ્રભાવે તે સર્વ કંઇ કરી શકતા હતા. વર્ષાઋતુનાકાળે તેમને ગ્રીષ્મ ઋતુના તાપનું શમન થવા, તથા કૃષિને માટે વૃષ્ટિની જરૂર પડે ત્યારે તેઓ સિંધુ અગર ગંગાનદીના કિનારા ઉપર બેસીને શુદ્ધ હૃદયથી પર્જન્ય દેવને સંભારતા અને તે દેવની પ્રાર્થના માટે મંત્રોનો ઉચ્ચાર કરતા. એ મંત્રોનો ઉચ્ચાર પૂર્ણ થતાંની સાથે તુર્તજ વૃષ્ટિ થતી. આકાશમાં મેઘનું આચ્છાદન થયું હોય, સૂર્યનાં દર્શન થતાં નહોય, સર્વત્ર અંધકાર છવાયો હોય ત્યારે ઈંદ્રદેવના મંત્રોનો ઉચ્ચાર કરતા, અને તે પૂર્ણ થતાં ઈંદ્ર મેઘાવરણને દૂર કરી, અંધકારનો નાશ કરી, સૂર્યનાં દર્શન કરાવતા. સંતતિનું સુખ ઇચ્છવાને માટે, પશુરક્ષણને માટે તથા વૃદ્ધિને માટે, દ્રવ્યસંપાદન કરવા, શત્રુઓથી મુક્ત થવા એવા એવા અનેક પ્રસંગોમાં ઇન્દ્રદેવની પ્રાર્થના મંત્રોથી થતી, અને ઇન્દ્રદેવ તેમને નિર્ભય બનાવતા.

आन इन्द्रो दूरादान आसादभिष्टिकृदवसे यासदुग्रः ।

હે ઇન્દ્ર! દૂરથી અગર નજીક હો ત્યાંથી; અમારી પાસે આવો. કારણ તમે સહાય કરનાર છો, માટે અમારા રક્ષણ માટે આવો !

તેજ પ્રમાણે કરેલાં પાપમાંથી મુક્તિ યાચવાને વરૂણદેવના મંત્રો બોલાતા. આવી રીતે અનેક દેવના મંત્રો ઋગ્વેદની અંદર આપણે જોઇએ છીએ. આ મંત્રના પ્રભાવે તેઓ તે દેવને પોતાની પાસે બોલાવી શકતા. આ મંત્રો પ્રાર્થના રૂપ છે. તે તે દેવના ઉપાસકો પોતે નિઃસાધન દશામાં રહીનેજ દેવની પ્રાર્થના કરે છે. આ મંત્રનો યુગ હતો. પણ અથર્વવેદમાં આ મંત્રની જે શક્તિ હતી તે ઘણી સાધારણ થતી ગઈ, અને તેથી તેની મહત્તા ઘટવા લાગી.

વેદકાળમાં મંત્રોની પ્રાર્થનાઓ થતી તે સમયે યજ્ઞવિધિ પણ દેવોના આરાધન માટે કેટલેક સ્થળે થતી હતી, પણ તેનો પ્રચાર ઘણો ઓછો હતો. શરૂઆતમાં ઋગ્વેદ, સામવેદ અને યજુર્વેદ એમ ત્રણ વેદ સ્વીકારવામાં આવ્યા હતા અને અથર્વને સ્વીકારવામાં આવ્યો નહોતો આથી ઋગ્વેદાદિ કરતાં કંઇક નવીન તત્ત્વ આમાં સ્વીકારાયું. મંત્રોનો ઉપયોગ માત્ર મહાન્‌સંકટના સમયમાં દેવોની સહાય યાચવાને માટેજ હવે થતો નહોતો, પણ ઘણી નજીવી બાબતમાં પણ થવા લાગ્યો. કોઇ કન્યાને સારો વર જોઇતો હોય, અગર કોઇ સ્ત્રીને પોતાના પતિને વશ કરવો હોય. તથા પોતાને સંતાન જોઇતાં હોય, તથા કોઇ પુરૂષને પોતાના અમુક શત્રુને વશ કરવો હોય તો મંત્રોથી કરી શકાતું. સર્પનું, વીંછીનું વિષ પણ તેનાથી ઉતારવામાં આવતું.

મંત્રની મહત્તા એકદમ તંત્રના રૂપમાં બદલાઇ ગઇ, અને તંત્રવિદ્યાનાં અનેક પુસ્તકો લખાયાં. એક સમયે તંત્રનું પણ પ્રાબાલ્ય ઘણું હતું, પણ આ વિદ્યા ઉપર લોકોનો અનાદર થતો ગયો, તેથી તે વિદ્યા મલીન થઇ, અને હલકા લોકોની પાસે ચાલી ગઇ. હવે તો મંત્ર, અને તંત્રને બદલે યંત્રનો નવીન જમાનો આવ્યો. તંત્રે આપણી ધર્મભાવના શિથિલ કરી નહોતી, પણ આ નવીન યુગે તો આપણી ધર્મ શ્રદ્ધા લઇ લીધી. સર્વત્ર જડવાદ ફેલાવ્યો. દેહજ સર્વ કંઇ છે આત્મા એ કંઇ વસ્તુજ નથી. પુનર્જન્મ એવી કાંઇ વસ્તુજ નથી. આ જીંદગીમાં માણસોએ સુખે રહેવું. એવો ચાર્વાકના જેવો નાસ્તિક મત ફેલાવ્યો છે. ઇશ્વર છે એમ કહેવું એ વિશ્વાસ મૂકી ન શકાય એવું અસત્ય છે એમ મનાવા લાગ્યું. આવા આ ઘોર યુગમાં પશ્ચિમના જડવાદે આપણી ધર્મભાવનાને નિર્મૂલ

કરી તેથી આપણી પૂર્વની સંસ્કૃતિ ચાલી ગઇ. નથી આપણે આપણું લૌકિક જીવન સારૂં ગાળી શકયા કે નથી અલૌકિક તેમ કરી શક્યા. આ પ્રમાણેની અધમ સ્થિતિ ચાલતી ગઇ. એવી રીતે આ યુગમાં લોકો વેદે કહેલા ધર્મને પાળી શકે તેમ નથી. તેમનામાં તે શ્રદ્ધા નથી, સમય નથી. વળી વેદમાં ધર્મ તત્ત્વ છિન્નભિન્ન વહેંચાયું છે. તેમાંથી કયોધર્મ ગ્રહણ કરવો તે હાલના જમાનાના લોકોને સમજવું બહુ મુશ્કેલ છે. કારણકે તે વેદની અનંત શાખાઓ થઇ છે. સંહિતાકાળનો જે પ્રાર્થનાનો ધર્મ તે બ્રાહ્મણ યુગમાં **चोदनालक्षणो धर्मः** એ રૂપમાં પલટાઇ ગયો. એટલે હૃદયની પ્રાર્થના જે અંતરંગ રૂપ હતી તેને બદલે યજ્ઞયાગાદિ એ બાહ્યરૂપમાં ધર્મ પ્રકટ થવા લાગ્યો આરણ્યક અને ઉપનિષદાદિમાં આ ધર્મ બુદ્ધિનો વિષય મનાવા લાગ્યો. જ્ઞાન એજ પરમધર્મ છે એમ સિદ્ધાંત થયો. જો કે વેદની શ્રુતિઓનો સંદર્ભ તપાસવામાં આવે તો ધર્મ એ કર્મ, ઉપાસના અગર જ્ઞાનરૂપ નથી, એમ તેમાંથી પ્રતીત થાય છે. ષડ્દર્શનો સાંખ્ય, યોગ—ન્યાય-વૈશેષિક—પૂર્વમીમાંસા અને ઉત્તર મીમાંસા ( વેદાન્ત સૂત્રો ) માં વેદમાંકયો ધર્મ કહેલો ખરો છે તેને માટે વિચાર થવા લાગ્યા. ધર્મથી શું પ્રાપ્ય છે, અને એ ધર્મ જે ઇશ્વરના તરફ કરવામાં આવે છે અને જેને ઉપનિષદો બ્રહ્મ કહે છે તેનું સ્વરૂપ ખરૂં શું છે, તથા આ જગત્ તે બ્રહ્મમાંથી ઉત્પન્ન થયું છે કે બીજી રીતે વગેરે બાબતો ઉપર વિવેચન થવા લાગ્યાં. શ્રીમદ્બાદરાયણ વ્યાસે પોતાના બ્રહ્મસૂત્રોમાં વેદે બ્રહ્મને પ્રાપ્ત કરવાને માટે કયો ધર્મ ખરો દેખાડયો છે તે સારી રીતે સમજાવ્યું. આ સમયે બૌદ્ધ લોકો બ્રાહ્મણધર્મ એટલે વેદધર્મનો ઉચ્છેદ કરવા લાગ્યા ત્યારે શંકરાચાર્યે બ્રહ્મસૂત્રો ઉપર ભાષ્ય રચીને બૌદ્ધધર્મને નિર્મૂળ કર્યો. પણ શ્રીશંકરા

ચાર્યે બ્રહ્મના સ્વરૂપનું વર્ણન કરતાં તેને કેવલ અદ્વૈત કહ્યું છે. બ્રહ્મ એક છે એ નહિ, પણ કેવલ અદ્વૈત છે. તે નિરાકાર છે. માયાએ કરીને ઇશ્વર, જગત્ અને જીવાત્મા તરીકે બ્રહ્મ દેખાય છે પણ વસ્તુતઃ બ્રહ્મ સત્ય છે, નાનારૂપત્વ મિથ્યા છે. બ્રહ્મ એટલે જ્ઞાન, આત્મા અનેક નથી પણ એકજ છે. અવિદ્યાની નિવૃત્તિ થાય તો મોક્ષ મળેછે. જ્ઞાનથી અવિદ્યાની નિવૃત્તિ થાય છે કર્મોથી નહિ, એટલે જ્ઞાનથીજ આત્મા બ્રહ્મ થાય છે. કારણ કે આત્મા બ્રહ્મ છે. આવી રીતે તેમણે સમજાવ્યું. આથી ગૃહસ્થાશ્રમનો ઉચ્છેદ થવા લાગ્યો. તેમણે બૌદ્ધવાદને નિર્મૂળ કર્યો તે તો ઠીક પણ તેમના માયાવાદથી બહુજ ગરબડ થઇ ગઈ. આની અસર કેટલોક વખત રહી. ત્યાર પછીથી બ્રહ્મસૂત્રોમાં બાદરાયણ વ્યાસનો શો આશય હતો તેનો અભ્યાસ ફરીથી થવા લાગ્યો. શ્રીરામાનુજે તે સૂત્રો ઉપર પોતે ભાષ્ય રચ્યું. તેમણે સમજાવ્યું કે બ્રહ્મ કેવલ અદ્વૈત નથી પણ વિશિષ્ટાદ્વૈત છે. બ્રહ્મ સત્ય, અને જ્ઞાનથી વિશિષ્ટ છે. સત્ અને ચિત્ એ બ્રહ્મનાં વિશેષણ છે. તે પર્યાય વાચક નથી. આત્મા એક નથી પણ અનેક છે. અને તે જ્ઞાન માત્ર નથી, જ્ઞાતા પણ છે. ફક્ત જ્ઞાનથી મોક્ષ થતો નથી પણ તેની સાથે કર્મ થવાં જોઇએ. કર્મ અને જ્ઞાનનો સમુચ્ચય અગર ઉપાસનાથી મોક્ષ થાય છે. તે મોક્ષ એટલે અવિદ્યાની નિવૃત્તિ નહિ. તે સાલોક્યાદિ ચાર પ્રકારનો છે. વાસુદેવ, સંકર્ષણ, અનિરૂદ્ધ અને પ્રદ્યુમ્ન એ ચાર બ્રહ્મનાં સ્વરૂપ છે. જગત્ સત્ય છે, રામાનુજના ઉપદેશથી ધર્મ ઉપાસના રૂપ બન્યો. પણ ઉપાસના એજ પરમ તત્ત્વ નથી. અને શ્રુતિમાં તેનેજ પરમ તત્ત્વ કહ્યું નથી. તેનાથી પણ બીજું અધિકતર રૂપ ધર્મનું છે અને તે ભક્તિ રૂપ છે. ફક્ત કર્મનો માર્ગ જેમ ક્લેશ મય છે તેમ જ્ઞાનનો પણ ક્લેશ

મયજ છે. શ્રીરામાનુજે તે સુધાર્યો અને ઉપાસનામય માર્ગ બનાવ્યો, પણ તે અનુકૂળ સર્વાંશે તો નજ બન્યો. ધર્મ તત્ત્ર હૃદયની સાથે જોડાયું છે, તેથી તે ફક્ત ઉપાસનામય નજ હોઇ શકે. તેથી શ્રીમ· દાચાર્ય ચરણે બ્રહ્મસૂત્ર ઉપર શ્રીઅણુભાષ્ય નામની ટીકા લખીને વેદના નિષ્કર્ષ રૂપ જે ભકિતમાર્ગ તેને સમજાવ્યો. તેમણે બ્રહ્મને શુદ્ધ અદ્વૈત કહ્યું. જડ, જીવ અને અન્તર્યામિ તે તેનાં પરિણામ છે. પણ આ પરિણામ અવિકૃત છે. તેમાં કોઇ વિકાર થતો નથી. જગત્ સત્ય છે. સર્વ કંઇ સત્ય છે. માત્ર સંસાર મિથ્યા છે. તે જીવ ને અવિદ્યા–શક્તિથી થયેલો છે.—વસ્તુતઃ બ્રહ્મ આનંદ સ્વરૂપ છે. જીવમાં ભગવદ્ધર્મોનો તિરો- ભાવ છે. આથી તે દુઃખ ભોગવે છે, તેનામાં જ્યારે આનંદનું પ્રાકટ્ય થાય છે ત્યારે તેને બ્રહ્મ ભાવ થઇ પરા ભક્તિનો લાભ થાય છે. આનું નામજ પરમ મોક્ષ છે. આ ભક્તિ પ્રભુની કૃપાથીજ થાય છે. તેમના અનુ- ગ્રહથી બની શકે છે. સાધનોથી નહિ. પ્રભુનું શરણ તેમનાં ગુણગાન તેજ જીવને હિતકર છે. ભક્તિ એજ પરમ ધર્મ છે. શ્રી કૃષ્ણ એજ પરમ બ્રહ્મ છે. શ્રીકૃષ્ણનું શરણ તેજ ભક્તિ. નીજજીવોના ઉદ્ધારને માટે આ વેદના પરમ રહસ્ય રૂપ ધર્મનું સ્વરૂપ પ્રકટ કર્યું છે.

ખરેખર ભકિતનો સિદ્ધાંત વેદના પરમ રહસ્ય રૂપ છે. કારણ કે તે સિદ્ધાંત વેદમાં સૂક્ષ્મ રીતે રહેલો છે. જેમ ધૂળમાં હીરો પડ્યો હોય પણ ખરા ઝવેરીની દૃષ્ટિએ પડતાં તે તેને એકદમ ઉપાડી લે અને પ્રકાશમાં લાવે છે. તેમ વેદનાં જ્ઞાન અને કર્મની રજકણનાં પડોની પાછળ આ ભક્તિ રૂપી રત્ન પડી રહ્યું હતું તેને શ્રીમદાચા- ર્યજીએ પ્રકાશમાં આણ્યું, વેદની શ્રુતિઓ નિષ્પક્ષપાત રીતે વાંચના- રને જણાઇ આવશે. કે ભક્તિ વેદોક્ત છે. અત્ર સ્થળ સંકોચને લીધે

બધી શ્રુતિઓનું અવતરણ કરી શકાય એમ નથી. શાણ્ડિલ્ય સૂત્રમાં ભક્તિને **सा परानुरक्तिरीश्वरे** એમ લક્ષણ આપ્યું છે. ભક્તિ એટલે પ્રભુમાં સર્વથી અધિક અને સુદૃઢ સ્નેહ. એવો નિષ્કામ સ્નેહ જ્યારે હોય છે ત્યારેજ પ્રભુ જીવના ઉપર કૃપા કરે છે.

**नायमात्मा प्रवचनेन लभ्यः न मेधया न बहुना श्रुतेन ।**
**यमेष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनुंस्वाम् ॥**

આ આત્મા પ્રવચનથી, બુદ્ધિથી, તેમ શાસ્ત્રના શ્રવણથી લભ્ય નથી. જેનું તે વરણ કરે છે તેનાથીજ તે લભ્ય છે. તેનેજ એ સ્વીકારે છે. એ માંડુકયોપનિષદ્‌ની શ્રુતિ ભક્તિએજ કર્મ તથા જ્ઞાન કરતાં અધિક છે એમ જણાવે છે.

શ્રીમહાપ્રભુજીના ભક્તિ માર્ગમાં જીવનો અંગીકાર સ્વસાધન બળથી નથી પણ પ્રભુના વરણથી–અનુગ્રહથી છે માટેજ આ માર્ગને પુષ્ટિમાર્ગ કહ્યો છે. પુષ્ટિનું લક્ષણ તત્ત્વદીપ નિબંધમાં આપ્યું છે. **कृष्णानुग्रहरूपा हि पुष्टिः** વળી **पोषणंतदनुग्रह** એમ કહ્યું છે. એટલે ભક્તિમાર્ગ અનુગ્રહાત્મક છે.

શ્રી સુબોધિનીજીમાં ધર્મને અંતરંગ અને બહિરંગ એમ બે પ્રકારનો કહ્યો છે. તે દરેકના પાછા ત્રણ ત્રણ પ્રકાર છે. (૧) અંતરંગ (૨) અંતરંગતર (૩) અંતરંગતમ. આ અંતરંગના પ્રકારના બહિરંગ (૨) બહિરંગતર (૩) બહિરંગતમ આત્રણ બહિરંગ ધર્મના છે. ફલના ઉદ્દેશ વિના ઇશ્વરાર્પણ બુદ્ધિથી કરાતો યાગાદિ ધર્મ તે અંતરંગ છે. વળી શ્રુતિમાં કહ્યું છે કે યોગથી આત્મ દર્શન કરવું એ પરમ ધર્મ છે. માટે યોગાદિ સાધનથી આત્મ ચિંતન કરવું તે

અંતરંગતર ધર્મ છે. પણ ભગવાનનું શ્રવણાદિ કરવું એમ કહેલું છે માટે તેજ યોગ્ય છે તો તે પ્રમાણે કરાતો ધર્મ અંતરંગતમ છે. વર્ણાશ્રમધર્મથી સ્વર્ગાદિ ફળના ઉદ્દેશથી કરાતો વેદનો ધર્મ તે બહિરંગ. તેનાથી હલકાં સુખ આપનાર, વિવિધ દેવતાનાં વ્રત આદિ સ્માર્ત તે બહિરંગતર, અને ઐશ્વર્ય આરોગ્ય વગેરે વિવિધ દેવતા અને ગ્રહાદિના ભજનરૂપ સ્માર્ત બહિરંગતમ (શ્રી સુ. ૧૦–૪૪–૫૯) આ ૭ પ્રકારના ધર્મમાં અંતરંગતમ ધર્મ ઉત્તમ છે. કારણ કે બહિરંગ ધર્મ ફલની અપેક્ષાએ કરવામાં આવે છે, પણ અંતરંગમાં નિષ્કામ-વૃત્તિ છે. તેમાં અંતરંગમાં યાગાદિથી તે ધર્મ કરાય છે. અંતરંગમાં યોગથી આત્મ ચિંતન કરાય છે. પણ અંતરંગતમથી તો ભગવાનનુંજ શ્રવણાદિ કરાય છે. માટે તે ઉત્તમ છે. શ્રવણાદિ એ નવધા ભક્તિ કહેવાય છે. આ નવધા ભકિત એટલે શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન, દાસત્વ, સખ્ય અને આત્મનિવેદન. પુષ્ટિમાર્ગમાં તો આ નવધાથી પણ કંઇ સંતોષ નથી, તેનાથી પણ પર જે પ્રેમ લક્ષણા ભક્તિ છે તેજ ઉત્તમ છે. કારણ કે તે નિર્ગુણ ભકિત કહેવાય છે. ભકિતથી ભકિત મેળવવાની છે એનું કારણ કે નવધા ભકિત એ સાધન રૂપા છે અને પ્રેમલક્ષણા એ સાધ્ય છે. માટે નવધા એ ગૌણ છે. અને પ્રેમલક્ષણા મુખ્ય છે. દયારામભાઇએ પણ રસિકવલ્લભમાં પ્રેમલક્ષણા વિષે કહ્યું છે.—

નવધા ખરી, પણ પ્રેમભક્તિ તણું બળ છે સત્ય;
તે વિના રસિક ચૂડામણિ હરિ વશ ન થાય એ સત્ય.
જ્યમ પુષ્પ નાના જાતિ પર ટકી મધુપ લે ક્ષણું ગંધ,
પણ કમળ વણ બન્ધન ન કયહું એમ સમજ ઉભય સંબંધ.

જીતે અજીત, બાંધે અબધ, બળ પાશ અતિશય પ્રેમ,
હરિ ક્રીડા મૃગ પ્રેમી કર્યા, ભુલાવ્યા વચન શ્રુતિ નેમ.
કદી તુટે વજ્રની શૃંખલા, પણ પ્રણુય પાશ ન ત્રુટે,
જ્યાં દયા પ્રીતમ કૃષ્ણને મન બેઉનું બળ ખૂટે.

પ્રેમ લક્ષણાથી પ્રભુ વશ થાય છે, " ભક્તિવર્ધિની "માં પણ શ્રીમહાપ્રભુજીએ કહ્યું છે કેઃ-

अव्यावृत्तो भजेत्कृष्णं पूजया श्रवणादिभिः ।
व्यावृत्तोऽपि हरौ चित्तं श्रवणादौ यतेत्सदा
ततः प्रेम तथासक्तिर्व्यसनं च यदा भवेत् ॥
बीजं तदुच्यते शास्त्रे दृढं यन्नापि नश्यति ।
स्नेहाद्रागविनाशः स्यादासक्त्यास्याद्गृहारुचिः ।
गृहस्थानां बाधकत्वमनात्मत्वं च भासते ।
यदा स्याद्व्यसनं कृष्णे कृतार्थः स्यात्तदैव हि ॥

આમાં ભક્તિબીજની વૃદ્ધિ કેવી રીતે થાય છે તે સમજાવ્યું છે. જેમ વેલીને જળસિંચ્ચનની જરૂર છે તેમ પ્રથમ આ ભક્તિ વેલીને શ્રવણાદિથી સિંચન મળે છે એટલે તેનું મૂળ દૃઢ થાય છે. પછીથી પ્રેમ આસક્તિ અને વ્યસન દ્વારા એકદમ વૃદ્ધિ પામે છે અને આસક્તિની અન્તિમ દશામાં ફળ મળે છે. આ ફળ તે હરિની સાથેનું સાયુજ્ય. જે વડે હરિની લીલાનો રસાસ્વાદ કરવાનું પરમ ભાગ્ય પ્રાપ્ત થાય છે. "सोऽश्नुते सर्वान्कामान्सह ब्रह्मणा विपश्चिता ।" એમ જે શ્રુતિ કહે છે તે પદને ભક્તિ પ્રાપ્ત કરે છે. પ્રભુની સાથે

સર્વ કામો ભોગવે છે. ભક્તને આભુક્તિ પ્રધાન રીતે થાય છે જ્યારે પ્રભુને ગૌણ રીતે છે. પ્રભુ ગૌણ રહીને ભક્તને આભુક્તિ કરાવે છે આવા પરમભાગ્યવાળા જીવને મોક્ષની ઇચ્છા હોતી નથી. દયારામભાઇ રસિકવલ્લભના ૫૩ મા પદમાં યથાર્થ કહે છેઃ—

ઢોકળા સરખી મુક્તિથી જનપ્રેત થાય પ્રસન્ન,
જે ભક્તિ ઘેબર ભોગીઆ, તેનું ન માને મન.

મુક્તિ ઢોકળા જેવી છે. અને ભક્તિ ઘેબર જેવી છે. વળી એ કહે છે કે મુક્તિ તો મૃત્યુ સમાન છે. વળી કહે છેઃ—

ભક્તિ મણિ ને દીપક જ્ઞાનજી
અભય સભય આ કાર્ય માનજી

ભક્તિ મણિ જેવી છે, તેથી તેના પ્રકાશને હોલવઇ જવાનો કોઇ તરફથી ભય નથી. પણ જ્ઞાન તો દીપક જેવું છે, એટલે તેને હોલવાઇ જવાનો ભય છે. તેથીજ આ ભક્ત કવિ કહે છેઃ—

"અજપા જપો, અનહદ સુણો, પોપલાં સઘળાં વ્યર્થ,
જન દયા પ્રીતમ કૃષ્ણ ભક્તિ વિના ન સરે અર્થ."
કૃષ્ણ ભક્તિ વગર કોઇપણ અર્થ સરનાર નથી,
ભક્તિ માર્ગમાં વિધિ કે નિષેધ હોતો નથી.

**निस्त्रगुण्ये पथि विचरतां को विधिः को निषेधः।"**

આવો આ સુંદર માર્ગ શ્રી મહાપ્રભુજીએ નીજ જીવોના ઉદ્ધાર માટે પ્રકટ કર્યો છે. તે એ જીવોનું પરમ ભાગ્ય છે. આ માર્ગમાં ભક્તિભાવ થાય તેટલા માટે શ્રી અષ્ટાક્ષરના શરણ મંત્રનું

સ્મરણ અહોનિશ કરવું જોઇએ. કારણ કે સર્વ મંત્રોનો તે રાજા છે બીજા મંત્રો અમુક દેવોને ઉદ્દેશીને હોય છે, ત્યારે આ મંત્ર સર્વે દેવોના પણ દેવ રસાત્મક આનંદઘન પરબ્રહ્મ સ્વરૂપ શ્રીકૃષ્ણચંદ્રના શરણ માટેનો છે. અન્ય મંત્રોનો ઉચ્ચાર કરતી વખતે બહુ સાવધાન રહેવું પડે છે, એક પણ અક્ષર કે માત્રાની ચૂક પડે તો તેથી મંત્રથી જે સિદ્ધિ થવાની હોય છે તે થતી નથી અને ઉલટું વિપરીત પરિણામ આવે છે. પાણિનિશિક્ષામાં કહ્યું છે.

**मंत्रोहीनः स्वरतो वर्णतो वा मिथ्याप्रयुक्तो न तमर्थमाह ।**
**सवाग्वज्रो यजमानं हिनस्ति यथेन्द्रशत्रुः स्वरतोऽपराधात् ।**

સ્વરથી કે વર્ણથી જો મંત્રહીન થયો હોય, તો તે ખોટી રીતે પ્રયુક્ત કરેલો મંત્ર અર્થ જણાવતો નથી. તે વાણીરૂપીવજ્ર થઇને યજમાનનો નાશ કરે છે જેમ ઇન્દ્ર શત્રુ ( વૃત્ર ) સ્વરના અપરાધથી નાશ પામ્યો હતો તેમ.

વૃત્રે ઈન્દ્રને મારવા માટે મંત્રનું ઉચ્ચારણ કર્યું હતું, પણ ઇન્દ્ર શત્રુનો ઉચ્ચાર કરતી વખતે, ઇન્દ્ર શબ્દ ઉપર ભાર મૂકીને બોલ્યો એટલે ઇંદ્ર જે વૃત્રનો શત્રુ હતો તેની વૃદ્ધિ થઇ અને વૃત્રનો પરાજય થયો. આ ઉપરથી એટલું સમજવાનું છે કે અન્ય દેવના મંત્રોના ઉચ્ચાર કરતાં ઘણીજ સાવધાનતા રાખવી પડે છે. પણ અષ્ટાક્ષર મંત્રમાં સ્ખલન દોષની ભીતિ હોતી નથી, કારણ કે સ્ખલન થાય તો પણ પ્રભુ પોતાના જનને પતિત કરતા નથી. તેથી આ મંત્ર સર્વ મંત્રો કરતાં શ્રેષ્ટ છે. વળી અન્ય મંત્રોથી જે સિદ્ધ ન થઈ શકે તે સિદ્ધિ આનાથીજ મળી શકે છે. અન્ય ફકત લૌકિક સુખજ આપી

શકે છે, અલૌકિક નહિ. આ મંત્ર બ્રહ્મની પ્રાપ્તિ કરાવે છે. ર
જ વેદાન્ત ચિન્તામણિમાં કહ્યું છે કેઃ-

**सर्वेषु मन्त्रवर्गेषु वैष्णवं श्रेष्ठमुच्यते ।**
**वैष्णवेषु च मंत्रेषु कृष्णमंत्रा फलाधिकाः ॥**

સર્વ મંત્રોમાં વિષ્ણુનો મંત્ર શ્રેષ્ઠ છે. અને વૈષ્ણવ મંત્રોમાં કૃ
મંત્રનું ફળ અધિક છે. ગૌતમીય તંત્રમાં પણ એજ પ્રતિપાદન
છે, નારદ પંચરાત્રમાં તો આ મંત્રની મહત્તા ઘણીજ વર્ણવી
ત્યાં મહાદેવજી પાર્વતીને કહે છે કે, આ મંત્રના ગ્રહણ માત્રથ
માણસ નારાયણમય થાય છે.

આ શરણાષ્ટકમાં રહેલું ઉંડુ ભાવાત્મક રહસ્ય શ્રીમદ્વિઠ્ઠલે
ચરણે સમજાવ્યું છે અને તે ગ્રંથના શ્લોકના અર્થ અહિંઆં આપવા
આવ્યા છે. સંસ્કૃત ભાષામાં જે આ રહસ્ય મૂક્યું છે તે વૈષ્ણ
સમજે તેટલા માટે આ ગ્રંથ પ્રકાશિત કર્યો છે. અહિંઆં સંસ
નહિ જાણનાર વર્ગ માટે પદના અર્થ પણ આપ્યા છે અને શ્લોક
આપ્યો છે. સાથે સાથે વિવેચન પણ આપ્યું છે. એમાં દોષો ર
હશે તો તે શ્રીમદાચાર્યની ચરણ કમલમાં રતિ રાખનારા વૈષ્ણવો તે
માટે ક્ષમા આપશે.

કાર્તિક શુક્લ ૯, અક્ષય નોમી.
સં. ૧૯૭૯ અમદાવાદ.

શ્રીકૃષ્ણચરણારવિંદાશ્રિત,
જેઠાલાલ ગોવર્ધનદાસ શા
એમ. એ.

॥ श्रीकृष्णाय नमः ॥

॥ श्रीगोपीजनवल्लभाय नमः ॥

॥ श्रीमदाचार्यचरणकमलभ्यो नमः ॥

## ॥ अथ श्रीमद्विट्ठलेश्वरविरचितम् ॥

# ॥श्रीअष्टाक्षरमंत्रार्थनिरूपणम्॥

### ॥ अथ मंगलाचरणम् ॥

रसात्मा रसरीतिज्ञो रसलीलापरायणः ।
रसात्मगोपी रसिकः सः कृष्णः शरणं मम ॥

\+ + +

विषयाक्रांतदेहस्य वैमुख्यहृतसन्मतेः ।
इंद्रियाश्वगृहीतस्य श्रीकृष्णः शरणं मम ॥

[ श्रीहरिरायजी ]

# ॥ श्रीकृष्णः शरणं मम. ॥

मू०श्रीकृष्ण कृष्ण कृष्णोति कृष्णनाम सदा जपेत् ।
आनंदः परमानंदो वैकुण्ठं तस्य निश्चितम् ॥१॥

पदार्थ—श्रीकृष्ण कृष्ण कृष्णोति=हे श्री कृष्ण, हे कृष्ण, हे कृष्ण એ પ્રમાણે कृष्ण नाम=કૃષ્ણનું નામ, सदा जपेत् હમેશાં જપે आनंदः આનંદ સ્વરૂપ, परमानंदः પરમાનંદ સ્વરૂપ. वैकुण्ठं શ્રી પ્રભુપદ ધામ, ગોલોક, तस्य તેનું निश्चितम्=નક્કી, ખરેખરઃ

श्लोकार्थः—જે કોઇ હે શ્રીકૃષ્ણ, હે કૃષ્ણ, હે કૃષ્ણ એ પ્રમાણે કૃષ્ણનું નામ હમેશાં જપે, તેને આનંદ સ્વરૂપ, પરમાનંદ સ્વરૂપ તથા વૈકુંઠ કહેતાં ગોલોક નક્કી મળેછેજ.

विवेचनः—અહિંઆં શ્રીમદ્વિઠ્ઠલેશ ચરણ શ્રી અષ્ટાક્ષર મહામન્ત્રની ફલશ્રુતિનું નિરૂપણ કરે છે. આ શ્લોકમાં કહે છે કે જે કોઇ માણસ શ્રીકૃષ્ણ, શ્રીકૃષ્ણ એ પ્રમાણે નામોચ્ચારણ કરે તો તેને આનંદ અગર પરમાનંદ સ્વરૂપની સ્ફૂર્તિ થાય છે અને પ્રભુનું ધામ—અક્ષરધામ—ગોલોક તો જરૂરથી મળેછે જ. શ્રી અષ્ટાક્ષર મહામન્ત્ર શ્રીકૃષ્ણ શર-

ણનો મંત્ર છે પુષ્ટિમાર્ગમાં શ્રીકૃષ્ણ એજ સેવ્ય છે. [illegible] એતન્માર્ગીય ભગવદ્ ભકતોએ શ્રી કૃષ્ણચરણ સરોજનું [illegible] કરવાનું છે અને તેમના નામનો જપ કરવાનો છે. તે જપ [illegible] નયાગાદિ ક્રિયાઓ જેમ અમુક સમયને અન્તરે કરવામાં આ[illegible] [illegible] કીન કરવાનો નથી, પણ તે નામનું રટણ અહોનિશ-રાત [illegible] થવું જોઇએ, એ નામનો અહિઆં જપ કરવો જોઇએ એમ [illegible] જલ્પ નહિ. આજ કાલતો લોકો માત્ર જલ્પ જ કરે છે-બોલ[illegible] છે. પણ તેમતો નહિજ થવુ જોઇએ. જપ એ શબ્દમાં એવો [illegible] છે કે બાહ્ય ઇન્દ્રિયોને બહારના પદાર્થોમાંથી ખેંચાને [illegible] સ્મરણ કરવાનું છે તેના તરફ વાળવી. ચિત્તને શ્રીમન્પ્રભુચરણમાં મૂ[illegible] આ પ્રમાણે બાહ્ય વસ્તુઓના વિચારોને દૂર કરી, પૂર્ણ શ[illegible] અને ઘણીજ પ્રસન્નતાથી, એકાગ્ર વૃત્તિ ધારણ કરી, સ્મરણીય [illegible] મૂર્તિમાન રાખીને શરણ મંત્રનો જપ કરવો. શ્રીમદાચાર્યજીએ ભક્તિવર્ધિનીમાં આજ્ઞા કરી છે કે "अव्यावृत्तो भजेत्कृष्णं पूजया श्रवणादिभिः" પૂજા તથા શ્રવણાદિથી અવ્યાવૃત્ત થઇને કૃષ્ણનું ભજન કરવું જોઇએ. વસ્તુતઃ અષ્ટાક્ષર મન્ત્રનો જપ સતત્ ચાલુ રહેવો જોઇએ. એક ક્ષણવાર પણ જો મન પ્રભુ ભજન-નામસ્મરણ ઇત્યાદિથી દૂર રહે તો તે પાપનો ભોક્તા થાય છે. એમ જો કે શાસ્ત્રોમાં કહેવામાં આવ્યું છે છતાં હાલમાં લોકો વ્યવસાયમાં રોકાયલા હોવાથી દરેક સમયે જે ચિત્તની એકાગ્રતા અને શાન્તિ રહેવી જોઇએ તે રહી શકતા નથી, અને તથા દરેક વખતે મંત્રોચ્ચારણ યથાર્થ રીતે બની શકે એમ નથી, છતાં પણ જેટલો અનુકૂળ સમય મળે તેટલાનો વિનિયોગ કૃષ્ણના નામોચ્ચારણમાં જપ કરવામાં હમેશાં કરવો જોઇએ, એમાં "સતત" શબ્દનો ભાવાર્થ

છે. પ્રભુના ભક્ત નારદજી સંબંધી એક નીચે પ્રમાણે કથા સંભળાય છે
એક વખતે નારદજીને પોતે પ્રભુના પરમભક્ત છે એવો ગર્વ થયો
તે પ્રભુની પાસે ગયા અને પૂછ્યું. "હે પ્રભુ ! હું આપને એક બાબ
પૂછવા આવ્યો છું કે આપનો પરમ ભકત કોણ છે ?" શ્રીભગવાન્ ના
રદજીના અંતરની વાત જાણી ગયા. અને તેના ગર્વને દૂર કરવા
કહ્યું–"મારો એકજ પરમભકત છે, અને અમુક ગામમાં ખેતી કરી
પોતાનું ગુજરાન નભાવે છે." નારદજી આ ઉત્તર સાંભળીને તે ભકતન
કેવા ગુણ છે તે તપાસવાને માટે ગયા. ખેડૂતના ગામમાં જઈ
તપાસ કરી તો માલૂમ પડયું કે માત્ર આખા દિવસમાં તે ખેડૂત
પળ સુધી જ ભગવાનના નામનું સ્મરણ કરતો, અને પછી આખ
દિવસ ખેતરમાં કામ કર્યા કરતો હતો. નારદજી મનમાં વિચાર કરવ
લાગ્યા—આ ખેડૂત જે આખો દિવસ સંસારના કાર્યમાં આસકત બને
રહે છે, તેને ભગવાન્ પોતાનો પરમભકત કહે છે. તે શી રીતે મા
શકાય ? જરૂર ભગવાને મારો ઉપહાસ ( મશ્કરી ) કર્યો છે, કારણ
ભગવાનનો તો એ સ્વભાવજ છે. નારદજી પછી ભગવાનની પાસે આવ્
અને જે જે એમણે અવલોકન કર્યું હતું તે તે બધું શ્રી ભગવાનન
કહી જણાવ્યું. ભગવાને પછી યુકિત કરીને નારદજીને કહ્યું કે નારદ
આ એક તેલના પાત્રને બે હાથમાં રાખીને આ સામા મંદિરની આ
જુબાજુ પા કલાક સુધી ફેરા ફરો. પણ જાળવજો કે એમાંથી એ
ટીપું સરખું પણ નીચે પડે નહિ. નારદજી ભગવાનની આજ્ઞા પાળવા
ઉઠયા. તેમણે તેલનું પાત્ર હાથમાં લીધું અને મંદિરની આજુબાજ
ફેરા ફરવા લાગ્યા. આ વખતે તેમનું ચિત્ત એકજ વસ્તુ તરફ ચોંટ
હતું. અને તે એકે તેલ પાત્રમાંથી એક બિન્દુ પણ નીચે પડે ન
તેની પૂર્ણ કાળજી રાખવી. આ પ્રમાણે ફેરા ફરી રહ્યા પછી ભગવા

પાસે ગયા. પછી ભગવાને પૂછ્યું નારદજી, હું તમને એટલું પૂછવા માગું છું કે જ્યારે તમે આ પાત્રને હાથમાં રાખીને ફેરા ફરતા હતા તે સમયે તમારા મનની સ્થિતિ શી હતી તે જણાવો. નારદજીએ કહ્યું-ભગવાન્, ખરૂં પૂછો તો મારૂં મન માત્ર તેલના વાસણ તરફ જ હતું, તે સમયે એક ક્ષણવાર પણ મેં આપને સંભાર્યા નથી. આવી મારા મનની સ્થિતિ હતી. કારણ કે તેલનું પાત્ર નીચે ઢળી જશેઃ એવી મને બીતિ રહેતી હતી. ત્યારે શ્રી ભગવાન્ બોલ્યા. નારદજી, તમને મેં ઘણું જ ક્ષુલ્લક કામ સેપ્યું હતું, છતાં તે કામમાં તમે એટલા બધા ગુંથાઇ ગયા હતા કે મને એક ક્ષણવાર સુધી પણ સંભારી શક્યા નહિ, તો પછી વિવિધ પ્રકારના સંતાપ અને કલેશથી પરિપૂર્ણ એવા આ સંસારમાં અને જેમાં માણસને પ્રાણયાત્રા માટે વ્યવસાયમાં આસક્ત બન્યા વગર ચાલતુંજ નથી. તેમાં ચિત્તને શાન્તિમય બનાવી અલ્પક્ષણને માટે પણ પૂર્ણભાવથી જે મારૂં સ્મરણ કરે છે તેને મારો પરમભક્ત કેમ ન કહેવો? નારદજી તો આ સાંભળીને નિરૂત્તર બની ગયા અને તેમનો ગર્વ ચાલ્યો ગયો. આ કથા ઉપરથી એટલોજ સાર ખેંચવાનો છે કે વ્યવસાયના કામમાંથી જેટલો સમય આપણને મળે તેટલા સમયનો સદુપયોગ શ્રીકૃષ્ણ નામનો જપ કરવામાં કરવો જોઇએ. પણ એકાગ્ર વૃત્તિથી કરવો જોઇએ એ ખાસ ધ્યાનમાં રાખવું. આ ભાવ જણાવવાને જ મૂળ શ્લોકમાં જપ શબ્દ મૂકયો છે અને જલ્પ નહિ. શુકપણ "રામ, રામ" એમ શબ્દ બોલે છે પણ તેથી તેને રામની પ્રાપ્તિ થતી નથી, કારણ કે રામ શબ્દના ધ્વનિમાં જે ભાવનાઓ રહી છે તેનું તેને જ્ઞાન નથી, તેમ ફક્ત કૃષ્ણ, કૃષ્ણનો ઉચ્ચાર, સમજ્યા વગર કરીએ તો તેથી તે શબ્દ ધ્વનિમાં રહેલી ભાવનાઓ આપણે સમજી શકતા નથી. માટે જ ભાવપૂર્વક સ્મરણ અગર

જપ કરવો એમ કહ્યું છે. આ પ્રમાણે જે કરેછે તેને આનંદસ્વરૂપ અગર પરમાનંદસ્વરૂપની સ્ફુર્તિ થાયછે. આ માર્ગમાં શ્રીકૃષ્ણ નામનો જપ કરવાનો કહ્યો છે, કારણ કે કૃષ્ણ એજ પરમબ્રહ્મ છે વેદમાં પરબ્રહ્મના સ્વરૂપનું પ્રતિપાદન કરતાં કહે છે. "**रसो वै सः यं ह्यलब्ध्वा आनन्दी भवति**" તે (બ્રહ્મ) રસ છે અને તેને જે પ્રાપ્ત કરે છે તે આનન્દી થાય છે. આ શ્રુતિવચન ઉપર શ્રીમદાચાર્ય ચરણે સુબોધિનીજીમાં ઘણું સારૂં વિવેચન કર્યું છે, બ્રહ્મ ને રસ કહ્યા છે, તો રસ એટલે શું તે સમજવું જોઇએ. "રસ" ની વ્યાખ્યા ભરત મુનિના નાટય શાસ્ત્રમાં આપેલી છે. અહિંઆં વિષયાન્તર થાય તેટલા માટે તે લક્ષણ તપાસવાની જરૂર નથી. પણ કાવ્ય ગ્રંથો તથા નાટકોદ્વારા આ રસની અભિવ્યક્તિ, વાંચકોને થાયછે. દરેક માણસના મનમાં રતિ, હાસ, શોક, ક્રોધ, ઉત્સાહ, ભય, જુગુપ્સા, વિસ્મય અને શમ વગેરે સ્થાયિભાવો હોય છે. અને તે સ્થાયિભાવો સમય આવે અમૂક આલમ્બન તથા ઉદ્દીપન વિભાવથી ઉદ્ભવે છે, અને અનુભાવ તથા વ્યભિચારિભાવથી તેની અભિવ્યક્તિ થાયછે. દાખલા તરીકે અમુક પુરૂષને અમુક સ્ત્રીને માટે રતિ છે. આ રતિનું આલમ્બન તે સ્ત્રી છે. ચન્દ્રોદય, વનગમન, ઉદ્યાનવિહાર વગેરે તે રતિનું ઉદ્દીપન કરે છે. કટાક્ષ, ભુજક્ષેપણ, જલ્પ, હૃદયસ્પન્દન વગેરેથી તે પ્રતીતિ યોગ્ય કરાય છે. અને ઉત્કણ્ઠા, હર્ષ, વગેરેથી તે પોષાય છે અને આ દ્વારા શૃંગારરસની અભિવ્યક્તિ થાયછે. ઉપર જણાવેલા સ્થાયિભાવને અનુસરીને લોકમાં શૃંગાર, હાસ્ય, કરૂણ, વીર, ભયાનક, બીભત્સ, અદ્ભુત, તથા શાન્ત ઇત્યાદિ રસો પ્રચલિત છે. પણ ભરતમુનિ કહેછે, સર્વ રસોનો રાજા શૃંગાર છે. "**शृंगार एव सर्वे रसाः**" શૃંગારમાં જ સર્વ રસો છે." **शृंग भावाङ्कुरो**

मूढः आरस्तु तद्गतो रसः। स्युः शृंगारसंवलिता रमा हास्यादयो यदि" શૃંગ કહેવાં ગૂઢ ભાવાંકુર અને આર એટલે તેમાં આવેલા રસ, હાસ્યાદિરસો શૃંગારથી સવલિત છે. આથી સિદ્ધ થાય છે કે અન્ય સર્વ રસોના રાજા શૃંગાર છે. પણ લૌકિક શૃંગાર માત્ર મનના વિકાર રૂપ છે તો પછી એ વિકારને रसो वै सः શ્રુતિથી બ્રહ્મ કેમ કહેવાય? વળી લૌકિક રસને સ્ત્રી અથવા પુરૂષ એમ આલમ્બન છે તેમ બ્રહ્મ જે રસ કહેવામાં આવે છે તેને ક્યાં છે? વગેરે શંકાઓ કોઇને થાય એ વાસ્તવિક છે. રસ શબ્દ જીભથી ગ્રાહ્યમાં, ગુણમાં, દ્રવતા પદાર્થમાં, સારભુત અર્થમાં અને આસ્વાદાદિ આનન્દ જનકના અર્થમાં જુદી જુદી જગ્યાએ પ્રસિદ્ધ છે તો તે જુદા જુદા અર્થોમાંથી અહિંઆં કયો અર્થ લેવો, તો આ શ્રુતિમાં કહે છે रसं हि लब्ध्वा आनन्दी भवति. તે રસને લઇને આનન્દી થાય છે. कोह्येवान्यात्, कः प्राण्याद्यदेष *आकाश आनन्दो न स्यात्. "જો આ આકાશ (બ્રહ્મ) આનંદ ન હોત તો કોણ શ્વાસ લેત, કોણ પ્રાણ ધારણ કરત." આ ઉપરથી રસ એટલે જે આનન્દ આપે છે તે અગર આનંદમય એમ સિદ્ધ થાય છે. પ્રાણિઓને આનંદ ઉત્પન્ન કરનાર જે આનંદ તે રસ છે. જો કે આનન્દની ઉત્પત્તિ રૂપકાર્ય જુદા જુદા અવયવોથી અનુભવાય છે અને તેથી

---

* આ શ્રુતિમાં આકાશ શબ્દનો અર્થ શ્રી મહાપ્રભુજીએ શ્રીમદણુ ભાષ્યમાં બ્રહ્મ કર્યો છે અને તે બરાબર છે એમ ત્યાં જણાવ્યું છે. કારણકે હૃદયાકાશમાં સ્ફુરાયમાન થાય છે, અ. ૪ ૨–૧૪ તૈતરીયોપનિષદ્‌માં आकाश शरीरं ब्रह्म (૧–૬–૨) आकाश आत्मा ૧–૭) વગેરે શ્રુતિઓ છે.

સર્વ શરીરમાં વ્યાપે છે છતાં પણ તેનું સ્થાન મનજ છે. કારણકે બીજી શ્રુતિમાં કહ્યું છે કે स मानसीन आत्मा जनानाम्" તે માનસીન (મનમાં રહેનાર) જનોનો આત્મા છે" આ રસની સ્થિતિ મનઃપ્રદેશમાં છે. આથી રસ શાસ્ત્રની પ્રણાડીથી જે પ્રમોદ આ મનનો વિકાર છે તે રસાત્મક ભગવાન્‌નું કાર્યભૂત પરિણામ છે, કારણકે શ્રુતિ વચન પ્રમાણે તે આનંદથીજ સર્વે કોઇ જીવી શકે છે. દુનિઆમાં જે આનંદ (પ્રમોદ) આપણે જોઇએ છીએ તે આનન્દમય બ્રહ્મનું સ્વરૂપજ છે, તેમાંથી ખેંચાઇને આવેલો છે, તેનો અંશજ છે, અને તેટલા માટે લોકોને લૌકિક શૃંગારરસમાં રસાભાસ થાય છે. શૃંગારાદિ રસ કહેવાય છે તે માત્ર *લક્ષણા એ કરીને જેમ કોઇ બ્રહ્મા વગેરેને

---

* લક્ષણા–કાવ્ય શાસ્ત્રમાં શબ્દોના ત્રણ અર્થ હોય છે. વાચક, લાક્ષણિક અને વ્યંગ્ય. આ ત્રણ પ્રકારના અર્થ ત્રણ જુદી જુદી શક્તિથી ઉદ્ભવે છે. અભિધાવૃત્તિ, લક્ષણાવૃત્તિ, અને વ્યઞ્જનાવૃત્તિ. મીમાંસકો માત્ર અભિધાવૃત્તિનેજ સ્વીકારે છે. આલંકારિકો વ્યઞ્જનાને પણ સ્વીકારે છે. શ્રી આચાર્યશ્રી માત્ર અભિધાવૃત્તિનેજ સ્વીકારે છે. અભિધાવૃત્તિમાં શબ્દના સંકેતિત અર્થનું અભિધાન હોય છે. શબ્દને જોતાં અથવા સાંભળતાં જે અર્થ સમજાય છે તે વાચક અર્થ છે. લાક્ષણિક અર્થ આથી જુદો હોય છે. गंगायांघोषः એ વાક્યનો શબ્દ પ્રમાણે અર્થ કરીએ તો ગંગા ઉપર (ગંગાના જળ ઉપર) આમડું એવો અર્થ થાય છે, પણ આપણે જાણીએ છીએ કે જળપ્રવાહ ઉપર ગામડું સ્થિત હોતું નથી. માટે અહિં गंगायां શબ્દનો અર્થ गंगातटे ગંગાના તટ ઉપર એમ કરવો જોઇએ. ગંગા ઉપરથી જે ગંગાનો તટ એ અર્થ સમજાયો તે લક્ષણાવૃત્તિથી સમજાયો છે તેનો ખરો અર્થ ગંગાનો જળપ્રવાહ છે અને આ અર્થ અભિધાનવૃત્તિથી

પુરૂષ કહે છે. તેમ માટે આનન્દ માત્રજ રસ છે. લૌકિક માનસવિકાર રૂપ પ્રમોદાત્મા નહિ. તે માત્ર આભાસ રૂપ છે. રસ બ્રહ્મ હોવાથીજ તેમાં મનોવિકાર નથી તેમ તે રસમાં અનેક રૂપત્વ દોષ પણુ નથી. કારણકે બ્રહ્મ અનન્તરૂપ છે એમ શ્રુતિમાં કહેલું છે. પરબ્રહ્મજ રસ સ્વરૂપ છે, એટલે આનંદસ્વરૂપ છે. બ્રહ્મરસ છે એટલે રસાત્મક છે તેમજ રસવાન્ પણુ છે. એમાં કોઇપણુ વિરોધનથી શાથી કે स्वप्रतिष्ठ એ બ્રહ્મનું સ્વરૂપ છે. પોતાના વિષેજ સ્થિત છે માટે આ બ્રહ્મરસનું આલમ્બન બ્રહ્મથી વ્યતિરિક્ત નથી. રસરૂપ ભગવાન્ જાતેજ આલમ્બન છે જેવી રીતે બીજા કામથી કામના વાળા થાય છે, પણુ કામ જાતે તો કામવાળો છે. બીજા કામને ઇચ્છે છે. શા માટે? કામના પરિપૂર્ણ કરવા પણુ કામ કોઇની ઇચ્છા કરતો નથી. તે પ્રમાણે બ્રહ્મ રસ છે. એટલે પોતે રસવાળા છે. પણુ બીજાઓ આ રસથી રસવાળા થાય છે. માટે અહિંઆં કોઇપણુ જાતનો વિરોધ નથી.

બ્રહ્મ રસરૂપ છે એટલે આનંદસ્વરૂપ છે એમ સિદ્ધ થયું.

"तस्य प्रियमेव शिरः मोदो दक्षिणः पक्षः प्रमोद उत्तरः पक्षः आनन्द आत्मा, ब्रह्म पुच्छं प्रतिष्ठा.

---

સમજાય છે. લોકમાં જે શૃંગારરસનેજ ઉત્તમ રસ ગણવામાં આવેલો છે તેમાં લક્ષણાવૃત્તિ છે. લક્ષણાવૃત્તિ કરતાં અભિધાવૃત્તિ વધારે પ્રબલ છે, માટે અભિધાવૃત્તિથી જે એનો ખરો અર્થ શ્રુતિ જણાવે છે તેજ લેવો જોઇએ એટલે અલૌકિક આનંદ આપનાર તેજ રસ અને તેજ પરબ્રહ્મ. લૌકિક શૃંગાર નહિ. લૌકિક શૃંગારરસ તે માત્ર અલૌકિક રસનો આભાસ છે. કારણકે તે તેમાંથી આકૃષ્યમાણુ થયો છે. (ખેંચાયો છે) અને તેને લીધેજ લૌકિક જીવો પ્રાણુ ધારણુ કરી શકે છે.

એ શ્રુતિથી બ્રહ્મને આનન્દ સ્વરૂપ કહ્યા છે. તેમના કર, પાદ, મુખ, સર્વ આનંદ... છે. એમ કહ્યું છે, તે અલૌકિક આનંદઘન રસપ્રચુર હોવાથી બ્રહ્મ સાકાર કહ્યા છે. અને તેમને લૌકિક આકાર નથી માટે તેમને નિરાકાર કહ્યા છે. વેદમાં સાકાર તથા નિરાકાર એમ ઉભય સ્વરૂપ બ્રહ્મ ... છે બૃહદારણ્યક ઉપનિષદ્‌માં બ્રહ્મને अपाणिपादः अचक्षुः अ... अस्थूलमनणु હાથ પગ વગરનું, ચક્ષુ વગરનું, શ્રોત્ર વિનાનું, અસ્થૂલ અને અસૂક્ષ્મ એમ કહીને આકારનો નિષેધ કર્યો છે. જ્યારે ઋગ્વેદના દશમ મણ્ડલના પુરૂષસુક્તમાં તેને सहस्रशीर्षा पुरुषः सहस्राक्षः सहस्रपात्. હજારો માથાંવાળા, હજારો આંખોવાળા અને હજારો પગવાળા બ્રહ્મ એમ કહ્યું છે. અથવા विश्वत श्चक्षुरुत वि...तो मुखो विश्वतोबाहुरुत विश्वतस्यात् ॥ सं बाहुभ्यां धमति એ દ્વારા બ્રહ્મને સાકાર કહેલા છે. એક શ્રુતિ બ્રહ્મને સાકાર કહે છે, અન્ય તેને નિરાકાર કહે છે તો ખરૂં શું? કયી શ્રુતિને આપણે સ્વીકારવી જોઇએ? આ શંકાનું નિરાકરણ શ્રી મહાપ્રભુજીએ સારી રીતે કર્યું છે તે કહે છે કે, બ્રહ્મ ઉભય સ્વરૂપ છે. સાકાર પણ છે અને નિરાકાર પણ છે. નિરાકાર એટલા માટે કે તેમને આપણા જેવા હાથ, પગ, ઇન્દ્રિયો નથી. સાકાર એટલા માટે કે આનંદઘન રસપ્રચુર આકાર તેમનો છે તેથી. આ વિરોધનો પરિહાર બ્રહ્મસૂત્રમાં શ્રી બાદરાયણ વ્યાસે નીચેના સૂત્રમાં કર્યો છે. प्रकृतैतावत्त्वं हि प्रतिषेधति ततो ब्रवीति च भूयः ॥ આ સૂત્ર ઉપર શ્રીઆચાર્યચરણ નીચે પ્રમાણે ભાષ્ય કરે છે.

परमार्थतो विरोधं परिहृत्य युक्त्यापि प्रतिषेधति । ननु सर्वविशेषण धर्माणामस्थूलादिवाक्यै र्निषेधात् कथमविरोधः

प्रत्येतव्य इति चेत्तत्राह । नैतावत्त्वं प्रतिषेधति । प्रकृते यदेता-
वत् परिदृश्यमाना यावन्तः पदार्था लौकिकास्तेषामेव धर्मा-
न्निषेधति । प्रतीतस्यैवहि निषेधात् । अतो जगद्वैलक्षण्यमेवा-
स्थूलादिवाक्यैः प्रतिपाद्यते न तु वेदोक्ता ब्रह्मधर्मा निषेद्धुं
शक्यन्ते । कुत एतदवगम्यते तत्राह । ततो ब्रवीति च भूयः ।
यत्रैव वाक्ये पूर्वं निषेधति तस्मिन्नेव वाक्ये पुनस्तमेव विधत्ते।
यतो वाचो निवर्तन्ते । अप्राप्य मनसा सह । आनन्दं ब्रह्मणो
विद्वान् ( तै० २-९ ) इति । तथा स्थूलवाक्येऽपि-एतस्यैव
प्रशासने ( बृ. ३-८-९ ) एतद्विदित्वा ( बृ. ३-८-१०
आकाश ओतश्च प्रोतश्च ( बृ ३-८-११ ) इति। चकारादेक
वाक्योपाख्यानभेदौ संगृहीतौ । सर्वत्र लौकिकं प्रतिषेध
त्यलौकिकं विधत्त इति युक्त्या निर्णयः । तस्माद् युक्त्याप्य
विरोधः ॥ ३-२-२२-६

અર્થ.—પરમાર્થથી વિરોધનો પરિહાર કરીને યુક્તિથી પણ તેમ કરેછે. કોઇને શંકા થાય કે–અસ્થૂલાદિ વાકયથી સર્વ વિશેષણ ધર્મોને નિષેધ કર્યો છે તો પછી અહિંઆં અવિરોધ છે એમ શી રીતે સમજાય ? તો કહે છે. એટલાનોજ અહિંઆં પ્રતિષેધ નથી. પ્રકૃતમાં જે આટલું-જેટલા લૌકિક પદાર્થો જણાય છે તેમના ધર્મોનો ( ગુણોનો ) નિષેધ કરે છે પ્રતીતનોજ નિષેધ છે. આથીજ જગત્‌નું વૈલક્ષણ્ય અસ્થૂલાદિ વાકયથી પ્રતિપાદિત થાયછે. વેદમાં કહેલા બ્રહ્મધર્મોનો નિષેધ

કરવો શક્ય નથી. શામાટે આમ કહો છો ? તો કહે છે. **ततो ब्रवीति च भूयः** જે વાક્યમાં પહેલાં નિષેધ કરેછે તેજ વાક્યમાં ફરીથી તેનું વિધાન કરેછે." જ્યાં વાણી પણ મન સહિત પહોચ્યા વગર પાછી ફરે છે. બ્રહ્મનો આનંદ જાણનાર" (તે. ૨-૯) વગેરે તથા અસ્થૂલ વાક્યમાં પણ–" આનાજ પ્રશાસનમાં " (बृ. ૩-૮-૯) આ જાણીને (बृ-૩-૮-૧૦) ઓત અને પ્રોત આકાશ. (बृ- -૮-૧૧) વગેરે. च શબ્દથી એક વાક્યના ઉપાખ્યાનના ભેદો સમજાયછે. સર્વત્ર **લોકિકનો પ્રતિષેધ કરેછે અને અલોકિકનું વિધાન કરેછે. એ પ્રમાણે યુક્તિથી નિર્ણયછે.** તેથી યુક્તિએ કરીને પણ અવિરોધ છે"

આ ઉપરથી સમજાય છે કે બ્રહ્મના સાકાર અને નિરાકાર બન્ને રૂપ છે. સાકાર એટલે અલોકિક આકારવાળું એટલે આનંદસ્વરૂપ. નિરાકાર એટલે લોકિક આકાર વગરનું. સાકરનું ગળપણ જેમ તેનાથી છૂટું પાડી શકાતું નથી તેમ બ્રહ્મનો આકાર–રસમય–આનંદમય તેનાથી છૂટો પાડી શકાતો નથી. બ્રહ્મનું સ્વરૂપ આનંદમય છે, તેનું વર્ણન જુદી જુદી શ્રુતિઓથી ઉપલબ્ધ થાય છે. નારાયણોપનિષદ્‌માં કહે છે કેઃ— **त्वमेवाखिलानन्दः । त्वमेव परिपूर्णानन्दः** હે ભગવાન્! તમેજ અખિલ આનંદરૂપ છો. તમે જ પરિપૂર્ણ આનંદ છો. નારદપંચરાત્રમાં **आनन्दमात्रकरपादमुखोदरादि** એમ બ્રહ્મના સ્વરૂપનું વર્ણન કરેલું છે. તૈતરીયોપનિષદ્‌માં **एतस्माद्विज्ञानमयादन्योऽन्तर आत्मानन्दमयः** આ વિજ્ઞાનમયથી અધિક અન્ય આનન્દમય આત્મા છે, વળી "**अन्ते च एतमानन्दमयमात्मानमुपसंक्रामति** (तै-२-८) **एतस्यैवानन्दस्य अन्यानि भूतानि मात्रामुप जीवन्ति** । (बृ. ४-३-३२) **सच्चिदानन्दविग्रहम्** । (मुण्ड १-४) । **सत्यं विज्ञान**

मानन्दं ब्रह्म (स. स्रा. ३) વગેરે શ્રુતિમાં જે આનન્દમય બ્રહ્મને કહેલોછે તેનો ભાવાર્થ आन्दमयोऽभ्यासात् એ બાદરાયણ વ્યાસના સૂત્ર ઉપરના અણુભાષ્યમાં સમજાવ્યો છે. આનન્દમય એટલે આનંદનો વિકાર નહિ પણ આનંદ સંદોહ એમ સ્પષ્ટ કર્યું છે.

બ્રહ્મ રસ છે એટલે આનંદસ્વરૂપ છે એમ જણાવ્યાપછી શ્રી કૃષ્ણ તે આનંદસ્વરૂપ બ્રહ્મ જ છે એ અત્ર જણાવીશું. કૃષ્ણ શબ્દની વ્યુત્પત્તિ નીચે પ્રમાણે છે—

कृषिर्भूवाचकः शब्दो णश्च निर्वृत्तिवाचकः ।
तयोरैक्यं परब्रह्म कृष्ण इत्यभिधीयते ॥

कृष् શબ્દ સત્તા (હોવાપણાના) અર્થમાં છે. અને ण શબ્દ નિર્વૃત્તિ–સુખ–આનંદના અર્થમાં છે. અને આ બન્ને શબ્દો બરાબર રીતે એકઠા મળવાથી 'સદાનંદ' થાય છે. શ્રીકૃષ્ણ આ આનંદસ્વરૂપ છે. એમ વ્યુત્પત્તિદ્વારા સમજાય છે. શ્રી શંકરાચાર્ય પણ વિષ્ણુ સહસ્ર ઉપરની પોતાની ટીકામાં એ અર્થ જણાવે છે.

कृषिर्भूवाचकः शब्दो णश्च निर्वृत्ति वाचकः । विष्णुस्तद्भावयोगाच्च कृष्णो भवति शाश्वतः । इति वचनात्सच्चिदानंदात्मकः कृष्णः ।

કૃષ્ણ એ આનંદસ્વરૂપ પરબ્રહ્મ છે. એમ ગોપાલતાપિની ઉપનિષદ્ પણ જણાવે છે.

एकोवशी सर्वगः कृष्ण ईडय एकोऽपि सन्बहुधा यो विभाति ।

**तं पीठंयेऽनुभजन्ति धीरास्तेषां सिद्धिश्शाश्वती नेतरेषाम् ॥**

એક સર્વને વશ કરનાર, સર્વવ્યાપક સ્તુત્ય અને એક છતાં જે ઘણે સ્થળે પ્રકાશે છે એવા જે શ્રીકૃષ્ણ તેને સ્થિર બુદ્ધિવાળા ભજે છે તેને શાશ્વત સિદ્ધિઓ મળે છે બીજાને નહિ.

આમાં કૃષ્ણ એજ પરબ્રહ્મ છે તેમ સ્પષ્ટ કરેલું છે. વળી તેમાં બીજો પણ મંત્ર છે.

**तस्मात्कृष्ण एव परमोस्तं ध्यायेत् ।**

**तं रसयेत् तं यजेत् त भजेत् ॥**

તેટલા માટે કૃષ્ણજ પરમ દેવ છે. તેનું ધ્યાન કરવું જોઇએ તેના તરફ પ્રેમ કરવો જોઇએ, યજન કરવું જોઇએ, અને ભજન કરવું જોઇએ. શ્રીમદ્ ભગવદ્ગીતામાં પણ શ્રીમુખે કહ્યું છે કે "પુરૂષોત્તમ ક્ષર અને અક્ષરથી પર છે. માટેજ શ્રીકૃષ્ણ એ પરબ્રહ્મ છે. વળી શ્રીમદાચાર્યચરણ તેટલા માટે આજ્ઞા કરે છે કેઃ—

**लौकिकप्रभुवत्कृष्णो न दृष्टव्यः कदाचन ॥**

આ શ્રીકૃષ્ણ લૌકિક પ્રભુ (રાજા) જેવા ન ગણવા.

**परंब्रह्म तु श्रीकृष्णो हि सच्चिदानन्दता ततः ॥**

શ્રીકૃષ્ણ પરબ્રહ્મ છે અને તેથી સત્-ચિત્ અને આનંદ તેમનામાં છે. શિવ, વિષ્ણુ અને બ્રહ્મા એ ત્રણ દેવો સગુણ છે, કૃષ્ણ એકલાજ નિર્ગુણ છે. માટે તે પરબ્રહ્મ છે. આ શ્રીકૃષ્ણના નામનો જપ કરવો. આ નામનો જપ કરવાથી બીજા કોઇપણ દેવના જપની જરૂર નથી, કારણ કે આ જપથી સવ સિદ્ધ થાય છે. ભગવાનનું

આનંદસ્વરૂપ સમજાય છે વળી કહે છે કે તેને વૈકુંઠ પણ પ્રાપ્ત થાય છે. વૈકુંઠમાં જે જાય છે તેને ફરીથી સંસારના ક્લેશમાં પડવું પડતું નથી. તે મુક્તિનો ભોક્તા થાય છે. આ સંબંધમાં શ્રીમદ્ ભગવદ્ગીતામાં પણ કહ્યું છે.

अन्तकाले च मामेव स्मरन्मुक्त्वा कलेवरम ।

यः प्रयाति स मद्भावं याति नास्त्यत्र संशयः ॥

જે અન્તકાળે મારૂં સ્મરણ કરીને દેહને છોડે છે તે મારોભાવ પ્રાપ્ત કરે છે તેમાં સંશય નથી (ગીતા. અ-૮-૫) તેથી શ્રીકૃષ્ણચંદ્ર અર્જુનને કહે છે 'तस्मात्सर्वेषु कालेषु मामनुस्मर તેથી સર્વ-કાળમાં મારૂં સ્મરણ કર. કેવી રીતે તે પ્રભુનું સ્મરણ કરવું તે ત્યાં પાછા કહે છે.

अभ्यासयोगयुक्तेन चेतसा नान्यगामिना ।

परमं पुरुषं दिव्यं याति पार्थानुचिन्तयन् ॥

અભ્યાસ યોગથી યુક્ત, અને અનન્યગામિ ચિત્તથી જે માણસ હે પાર્થ! ચિન્તન કરે છે તે, પરમ દિવ્ય પુરૂષને પામે છે.

આ શ્લોકમાં કૃષ્ણનામ સ્મરણની અગત્યતા જણાવી છે. અન્ય દેવોના નામ સ્મરણની પુષ્ટિમાર્ગના ભક્તોને જરૂર નથી. કારણકે કૃષ્ણજ પરબ્રહ્મ છે તે ઉપર જણાવ્યું છે. છતાં એ સિદ્ધાન્તને વિશેષ પુષ્ટ કરવા ભગવદ્ગીતાના નીચેના શ્લોકોનું અવતરણ અહિંઆં કરીશું.

અધ્યાય ૭ માના શ્લોક ૭ માં કહ્યું છે કેઃ—

मत्तः परतरं नान्यत्किंचिदस्ति धनंजय ।

मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ॥

મારાથી કંઇપણ બીજું પર નથી (ચઢીઆતું નથી) હે ધનંજય
જેમ સૂત્રમાં મણિ પરોવાય છે તેમ સર્વ કંઇ મારામાં પરોવાયું છે

અધ્યાય ૮ ના ૨૨ મા શ્લોકમાં પણ એમ કહ્યું છે.

**पुरुषः स परः पार्थ भक्त्या लभ्यस्त्वनन्यया ।**
**यस्यान्तः स्थानानि भूतानि येन सर्वमिदं ततम् ॥**

હે પાર્થ! તે જે પર (અધિક) પુરૂષ છે તે અનન્ય ભક્તિથી
લભ્ય છે. જેનામાં સર્વભૂતો (પ્રાણીએ) સમાઇ જાય છે. અને જેથ
સર્વ કંઇ વ્યાપ્ત છે.

અધ્યાય નવમાના શ્લોક ૪ થામાં.

**मया ततमिदं सर्वं जगदव्यक्तमूर्तिना ।**
**मत्स्थानानि सर्वभूतानि न चाहं तेष्ववस्थितः ॥**

ભગવદ્ગીતાના પ્રમાણો ઉપરથી સિદ્ધ થાય છે કે શ્રીકૃષ્ણ
પરબ્રહ્મ છે. શ્રીમદાચાર્યચરણ કૃષ્ણાશ્રયમાં કહે છે કેઃ—

**प्राकृताः सकला देवा गणितानंदकं बृहत् ।**
**पूर्णानन्दो हरिस्तस्मात्कृष्ण एव गतिर्मम ॥**

અન્ય સકલ દેવો પ્રાકૃત છે, અને તેમનો આનંદ ગણી શકા
એવો છે. પણ પૂર્ણાનન્દ તો હરિજ છે, માટે કૃષ્ણ મારી ગતિ
અન્યદેવનું સ્મરણ નહિ અને કૃષ્ણનું સ્મરણ કરવાનું પ્રયોજન ઉપર
શ્લોકમાં તેમણે જણાવ્યું છે. અને તેથી અંતઃકરણ પ્રબોધમાં તેમ
નીચે પ્રમાણે કહ્યું છે.

अंतःकरण मद्वाक्यं सावधानतया शृणु ।
कृष्णात्परं नास्ति दैवं वस्तुतो दोषवर्जितम् ॥

હે અંતઃકરણ! મારા વાક્યને સાવધાનતાથી સાંભળ. કૃષ્ણથી પર બીજો ખરી રીતે દોષ વગરનો દેવ નથી.

જુઓ નારદ પંચરાત્ર ૨ જા રાત્રના અધ્યાય ૩ જામાં.

नैव कृष्णात्परो देवो नैव कृष्णात्परः पुमान् ।
नैव कृष्णात्परो ज्ञानी न योगी च ततः परः ॥
नैव कृष्णात्परः सिद्ध स्तत्परोऽपि नहीश्वरः ।
नतत्पर श्च जनको विश्वेषां पारपालकः ॥
न तत्परश्च बलवान्बुद्धिमान्कीर्तिमांस्तथा ।
न तत्परः सत्यवादी दयावान्भक्तवत्सलः ॥
न तत्परश्च गुणवान्सुशीलश्च जितेन्द्रियः
शुद्धाशयश्च बुद्धश्च न तस्माद्भक्तवत्सल
अनन्तकोटि ब्रह्माण्डो मोहितो मायया यया ।
सा चातिभीता पुरतो यमेव स्तोतुमक्षमा ॥

અર્થ—કૃષ્ણથી પર બીજો કોઇ દેવ નથી, કૃષ્ણથી પર બીજો પુરૂષ નથી કૃષ્ણથી પર બીજો કોઇ જ્ઞાની નથી, યોગી નથી. સિદ્ધ, ઇશ્વર, આ વિશ્વનો પરિપાલક બીજો જનક નથી તેનાથી પર સત્યવાદી, દયાવાળો, ભક્તવત્સલ, ગુણી, સુશીલ, જિતેન્દ્રિય, શુદ્ધાશય શુદ્ધ કોઇ નથી. જે માયાથી અનન્ત કોટિ બ્રહ્માણ્ડ મોહિત થાય છે તે કૃષ્ણની આગળ ડરી જાય છે. માટે તેની સ્તુતિ કરવાને હું અશક્ત છું.

मू०सदा स्मरेत्तु यो कृष्णं यमस्तस्य करोतिकिम् ।
भस्मीभवंति तस्याशु महापातकराशयः ॥२॥

पदार्थ—सदा–હમેશાં, स्मरेत् સંભાળે–યાદ કરે; પાદપૂરણાર્થે વાચક અવ્યય. यः જે, कृष्णं કૃષ્ણને, यमः યમરાજા तस्य તેનું, करोति કરે છે, किम् શું भस्मीभवन्ति. ભસ્મ થાય છે, तस्य તેના, आशु જલદીથી, महापातकराशयः મોટા પાપના ઢગલા.

શ્લોકાર્થ– જે કોઇ કૃષ્ણને હમેશાં સંભાળે, તેને યમ શું કરે (કરી શકે)? તેના મહાપાપના ઢગલાઓ એકદમ ભસ્મ થઈ જાય છે.

विवेचन—આ શ્લોકમાં એવું કહેવામાં આવ્યું છે કે જે કોઈ શ્રીકૃષ્ણનું સ્મરણ કરે છે તેને યમ કંઇપણ કરી શકતો નથી. યમ શબ્દ મુકવાનું પ્રયોજન એટલુંજ છે કે આ સંસારમાં માણસને સર્વ ભય કરતાં મરણનો ભય વિશેષ હોય છે. સર્વ કોઇ મરણથી ડરે છે. કૃષ્ણસ્મરણ કરનારની પાસે યમ જે મૃત્યુના દેવ છે તેમનું પણ પરાક્રમ ચાલતું નથી તો અન્ય કોઇનો ડર તેને રહેતો નથી. તો પછી રાક્ષસ, પિશાચ, અથવા તો દુનિઆનો કોઇ રાજા હોય તેનો પણ ભય તેને રહેતો નથી. તે નિર્ભય થઇ જાય છે. યમ તેને કોઇપણ બાધા કરી શકતો નથી તો અન્યનું તો સામર્થ્યજ શું? આ દ્વારા પ્રભુસ્મરણ કરનાર ભક્તની નિર્ભય સ્થિતિ સૂચવે છે નિર્ભય થવાનું કારણ કે તે ભક્તની પાસે શ્રીકૃષ્ણના નામરૂપી શસ્ત્ર છે જે શસ્ત્રની પાસે અન્ય

બધાંએ શસ્ત્રો નિરૂપયોગિ થઈ જાય છે. અન્ય માણુસોને મૃત્યુવશ કરે છે ત્યારે પ્રભુભકતો મૃત્યુને વશ કરે છે. મૃત્ય—યમ પ્રભુભકતથી ડરે છે. શ્રીમદ્ ભાગવતમાં અજામિલની કથા સુપ્રસિદ્ધ છે. અજામિલે પોતાના આખા જીવનમાં એક પણ દિવસ શ્રીકૃષ્ણના નામનું સ્મરણ કર્યું નહોતું, પણ જ્યારે તેનો અન્તકાળ આવ્યો ત્યારે જ્યારે યમના પાર્ષદો તેના જીવને લેવાને આવ્યા ત્યારે તે સમયે તેણે માત્ર તેની બેભાન સ્થિતિમાં પોતાના પુત્ર જેનું નામ નારાયણ હતું, તેને બોલાવ્યો. નારાયણના નામના ઉચ્ચારથી યમદૂતો એકદમ આઘા ખસી ગયા. તેઓ અજામિલના જીવને પકડી શકયા નહિ. કારણ કે તેણે અન્ત સમયે પ્રભુના નામનું સ્મરણ કર્યું તેથી યમની શકિત જતી રહી. તેના મૃત્યુ પછીથી વિષ્ણુના પાર્ષદો તેના જીવને લેઈ ગયા. આ કથા આપણને એ સૂચવે છે કે પ્રભુના નામનું સ્મરણ કરનારને યમ જાતે અગર તેના કિંકરો પણ કંઈ કરી શકતા નથી. તેનો બિલકુલ નાશ થતોજ નથી. તેના પાપના ઢગલાઓ હોય તેપણ બળીને ભસ્મ થઈ જાય છે, એવો પ્રભુ નામમાં ચમત્કાર છે. ગમે તેવો પાપી હોય પણ જો પ્રભુના નામનું સ્મરણ કરે તો તેને કોઇપણ જાતના ભયનું કારણ રહેતું નથી.

શ્રીમદ્ ભગવદ્ગીતાના નવમા અધ્યાયમાં આ બાબત સારી રીતે સમજાવી છે.

अपिचेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मन्तव्यः सम्यग्व्यवसितो हि सः ॥३०॥
क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छान्ति निगच्छति ।
कौन्तेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ॥३१॥

मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः ।
स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम् ॥३२॥
किं पुनर्ब्राह्मणाः पुण्या भक्ता राजर्षयस्तथा ।
अनित्यमसुखं लोकमिमं प्राप्य भजस्व माम् ॥३३॥

જો ઘણો દુષ્ટ પુરૂષ હોય તે કદાચ મને અનન્યચિત્તથી ભજે તો તે સાધુજ છે એમ માનવું જોઇએ. કારણ કે તે રૂડા નિશ્ચયવાળો છે. તે જલ્દીથી ધર્માત્મા થાય છે ને શશ્વત્ શાન્તિ પામે છે. હે કૌન્તેય! આ મારૂં વચન માન. મારો ભક્ત કદી પણ નાશ પામશે નહિ. હે પાર્થ! મારો આશ્રય કરીને જે પાપી હોય, સ્ત્રીઓ તથા વૈશ્યો તથા શુદ્રો હોય તે પણ પરમ ગતિને પામે છે, તો પછી બ્રાહ્મણો, પુણ્યશાલી ભક્તો તથા રાજર્ષિઓની શામાટે પરમગતિ ન થાય? આ અનિત્ય અને દુઃખરૂપ લોકને પામીને, હે પાર્થ! તું મને ભજ.

શ્રીકૃષ્ણાશ્રયમાં શ્રીમહાપ્રભુજી કહે છે શ્રીકૃષ્ણના નામ સ્મરણની આ કળિયુગમાં ઘણી જરૂર છે. આ ઘોર કળિકાળમાં સર્વ માર્ગો નષ્ટ થઇ ગયા છે. લોકો પાખણ્ડી થઇ ગયા છે; દેશમાં મ્લેચ્છ લોકોએ આક્રમણ કર્યું છે. ગંગાદિ તીર્થો પણ દુષ્ટ પુરૂષોથી આવૃત બન્યાં છે. સર્વ દેવો તિરોહિત થયા છે, સત્પુરૂષો પણ અહંકારથી વિમૂઢ બનેલા છે અને પાપાચરણ કરે છે, અને માત્ર પોતાના લાભની ખાતર પૂજન તથા અર્ચન કરે છે. મંત્રો પણ તેના જ્ઞાન વગર નષ્ટ થયા છે. સર્વ કર્મ તથા વ્રત વિગેરે જુદા જુદા વાદથી નષ્ટ થઇ ગયા છે અને માત્ર પાખણ્ડીઓનાજ પ્રયત્નો તેમાં જોવામાં આવે છે. આવા ઘોર કળિયુગમાં શ્રીકૃષ્ણજ સર્વની ગતિ છે. માટે કૃષ્ણના નામનું સ્મરણ કરવું જોઇએ.

આ શ્લોકમાં એમ કહ્યું કે કૃષ્ણ નામનું સ્મરણ કરનારને યમ રાજા પણ પીડા કરી શકતા નથી. તો કોઇને શંકા થાય કે શાથી? તો તેનો ઉત્તર આપણે બે રીતે આપી શકીએ. એકતો યમ–કાળ–અગર મૃત્યુ જેને આપણે કહીએ છીએ તે માત્ર કૃષ્ણ–ભગવાનની વિભૂતિ રૂપજ છે. જે એ વિભૂતિ રૂપને ઓળખતો નથી તેને યમ ભયંકર અને વિકરાળ લાગે છે, પણ જે તે વિભૂતિ રૂપને ઓળખે છે, તેને કોઇપણ જાતની ભીતિ રહેતી નથી. ભગવદ્‌ગીતાના વિભૂતિયોગ અધ્યાય ૧૦ માં કાલ તથા મૃત્યુ શ્રીભગવાનની વિભૂતી રૂપ છે તે ત્યાં જણાવ્યું છે. **कालःकलयतामस्मि.** (૧૦–૩૦) **अहमेवाक्षयः कालः, मृत्युःसर्वहरश्च हम्, कालोऽस्मि लोकक्षयकृत्**, તો જેને આ વિભૂતિરૂપમાં ભગવાનનું સ્મરણ થાય છે, તેને આ વિભૂતિરૂપની ઉગ્રતા જણાતી નથી. બીજી એ રીતે આ શંકાનો ઉત્તર આપી શકાય કે, લોકમાં જેમ કોઇ પુરૂષ બળવાનનો આશ્રય કરે છે તેને તેના શત્રુઓ પીડી શકતા નથી. તેમ જે શ્રીભગવાનનો આશ્રય કરે છે તેને કોઇપણ પીડી શકેજ નહી. કારણ કે ભગવાનજ સર્વના અધિપતિ છે. ભગવાન કાલના નિયામક છે. માટે યમ–કાલ મૃત્યુ ઇત્યાદિ તેમના આશ્રિતને પીડા કરી શકે નહી.

શ્રી વિષ્ણુપુરાણમાં યમરાજા કહે છે:—

**स्वपुरुषमभिवीक्ष्य पाशहस्तं वदति यमः किल तस्य कर्णमूले।**
**परिहर मधुसूदन प्रपन्नान्प्रभु रहमन्यनृणां न वैष्णवानाम्।**

હાથમાં પાશવાળા પોતાના જનને જોઇને યમ ખરેખર તેના કર્ણ મૂલમાં કહે છે–મધુસૂદન ભગવાનને શરણે આવેલાને છોડી દો. હું અન્યજનો ઉપર સત્તા ચલાવી શકું છું, પણ વૈષ્ણવો ઉપર નાહ.

શ્રીમદ્ભાગવતના છઠ્ઠા સ્કંધમાં પણ જણાવ્યું છેઃ—

**तान्नोपसीदत हरेर्गदयाभिगुप्तान्नैषां वयं न च वयः प्रभवाम दण्डे ।**

તેની પાસે જતા નહિ. હરિની ગદાથી જેમનું રક્ષણ થયું છે એવાઓને દણ્ડ આપવામાં હું તથા કાળ સમર્થ નથી.

શ્રીકૃષ્ણનામમાં આવો પ્રબળ પ્રતાપછે તો હમેશાં તેનો જપ કરવો જોઇએ.

**मू० यः स्मरेत्तु सदामंत्रं श्रीकृष्णः शरणं मम ।**
**अष्टाक्षरं जपेन्नित्यं यमो दृष्ट्वा हि शंकते ॥३ ॥**

પદાર્થ—यः જે, स्मरेत् સંભાળે, तु વળી, सदा હમેશાં मंत्रं મંત્રને, श्रीकृष्णः શ્રીકૃષ્ણ, शरणं શરણ, मम મારૂં, अष्टाक्षर આઠ અક્ષર વાળો, जपेत् જપ કરે, नित्यं હંમેશાં, यमः યમ, दृष्ट्वा જોઇને हि ખરેખર शंकते શંકા કરેછે. (ડરેછે)

શ્લોકાર્થ—જે વળી શ્રીકૃષ્ણ મારૂં શરણ છે એમ આઠ અક્ષરવાળો મંત્ર હમેશાં સંભાળે, અને હમેશાં તેનો જપ કરે તેને જોઇને યમ ખરેખર શંકે છે. ( ડરેછે ) (૩)

વિવેચનઃ—આ શ્લોકમાં અષ્ટાક્ષર મન્ત્રનું સર્વદા સ્મરણ તથા જપ કરવાનું કહ્યું છે. ઉપરના શ્લોકમાં કૃષ્ણના નામના સ્મરણનો જ ઉલ્લેખ હતો, અહિંઆં અષ્ટાક્ષરનો ઉલ્લેખ છે. આ શ્લોકનું પ્રયોજન એટલું છે કે ઉપર જે શ્રીકૃષ્ણના નામનું સ્મરણ કરવું એમ કહ્યું તેને અહિંઆં એમ કહેછે કે તે શરણની ભાવનાથી કરવું. “ શ્રીકૃષ્ણ શ્રી-

કૃષ્ણ" એમ ફક્ત ભાવશૂન્ય હૃદયથી કહેવા:કરતાં "શ્રીકૃષ્ણ મારૂં શરણ છે" એમ ભાવયુક્ત હૃદયથી હરિચરણનું શરણ શોધવું. શરણ વગર હરિની ભકિત થઇ શકતી નથી, શરણથી જીવની નિઃસાધન સ્થિતિ પ્રભુ સમજી જાય છે, અને તેથી:તેના ઉપર દયા કરેછે. ફક્ત નામ સ્મરણ કરનારા કરતાં શરણની ભાવનાથી જે કોઇ સ્મરણ કરેછે, તે પ્રભુને વધારે પ્રિય બનેછે. માટે અહિંઆં અષ્ટાક્ષર મન્ત્રનો જપ કરવાનો કહ્યોછે. અષ્ટાક્ષર એટલે આઠ અક્ષર વાળો મંત્ર, તે મંત્ર કયો? **श्रीकृष्णः शरणं मम** આમાં **श्री, कृ, ष्णः, श, र, णं म, म,** એટલા આઠ અક્ષરો છે.

શરણ ભાવથી પ્રભુના નામના સ્મરણથી સર્વ પાપનો ધ્વંસ થાયછે. **विवेकधैर्याश्रय**માં શ્રીમદાચાર્યજી આજ્ઞા કરેછે:—

> **ऐहिके पारलोके च सर्वदा शरणं हरिः ।**
> **दुःखहानौ तथा पापे भये कामार्थ पूरणे ॥**
> **भक्तद्रोहे भक्त्यभावे भक्तैश्चाति क्रमे कृते ।**
> **अशक्ये वा सुशक्ये वा सर्वथा शरणं हरिः ॥**

ઐહિક ( આ લોકના ) તેમ પારલૌકિક કાર્યોમાં હમેશાં હરિજ શરણ છે. દુઃખની હાનિમાં તથા પાપમાં, ભયમાં, કામ અને અર્થ પૂર્ણ કરવામાં, ભકતનો દ્રોહ થયો હોય તો તેમાં, ભકિતના અભાવમાં, ભક્તથી અતિક્રમ થયો હોય તેમાં, અશક્ય વસ્તુમાં અથવા સુશક્ય બાબતમાં–સર્વ રીતે હરિજ શરણ છે.

સર્વ સાધનથી હીન, સર્વ રીતે પરાધીન, પાપી; દીન, ખાસ કરીને સંસાર સુખની પ્રાપ્તિને માટે ઉત્સુક, બહિર્મુખ, હમેશાં વિષય

કામવાળા, દેહના આરામની ઇચ્છાવાળા, દુષ્ટ સ્વભાવે કરીને વામ, સંસાર સર્પથી કરડાયલા, ધર્મથી ભ્રષ્ટ, દુષ્ટ મતિવાળા, લૌકિકની પ્રાપ્તિમાં જેમને કષ્ટ સહન્ કરવાં પડયાં છે એવા, જે પોતાના ધર્મને ભૂલી ગયા છે એવા, કર્મથી જેમનું ચિત્ત મોહિત બન્યું છે એવા, સ્વરૂપનું જ્ઞાન જેમનામાંથી જતું રહ્યું છે તેવા, સંસારરૂપી સિંધુમાં મગ્ન થયેલા, જેમના ભાવ ભગ્ન થઇ ગયા છે તેવા, દુષ્ટ કર્મ કરનારા, દુષ્ટ ભાવમાં જેમનું ચિત્ત ચોંટેલું છે એવા, વિવેક ધૈર્ય અને ભક્તિ આદિથી રહિત, નિરંતર વિરૂદ્ધ કર્મ કરવામાં આસક્ત, વિષયથી જેમના દેહ આક્રાન્ત બન્યા છે એવા, જેમની સન્મતિ વિમુખતાએ કરીને હરાઇ ગઇ છે એવા, ઇન્દ્રિય-રૂપી ઘોડાઓથી જેઓ ગૃહીત બન્યા છે-એવા અનેક પ્રકારના નિઃસાધન અને દયાજનક સ્થિતિમાં મૂકાયલા જીવોના ઉદ્ધારનો માર્ગ માત્ર શ્રીકૃષ્ણનું શરણ જ છે. **जीवाः स्वभावतः दुष्टाः** જીવ સ્વભાવે કરીને દુષ્ટ છે. સ્વભાવે દુષ્ટ, સ્વરૂપે નહિ. કારણ કે જીવો એતન્માગમાં પ્રભુના અંશો વિસ્ફુલિંગ ન્યાયે ગણવામાં આવ્યા છે. બ્રહ્મના સત્, ચિત્ અને આનંદ એ ત્રણ અંશમાંથી ચિત્ અને આનંદનો તિરોભાવ થવાથી જગત્ અને આનંદઅંશ તિરોભાવ થવાથી જીવ થયો એમ વેદ-ઉપનિષદ્ વગેરે પ્રમાણભૂત ગ્રંથોમાં કહેવામાં આવ્યુંછે.

बृहदारण्यकउपनिषद्‌માં નીચેની શ્રુતિ આવે છેઃ—

**स यथोर्णनाभि स्तन्तुनोच्चरेद्यथाग्नेः क्षुद्रा विस्फुलिंगा व्युच्चरन्ति एवमेवात्मनः सर्वे प्राणाः सर्वे लोकाः सर्वे देवाः सर्वाणि भूतानि व्युच्चरन्ति ।**

જેમ કરોળીઓ તન્તુમાંથી જાળને બહાર કાઢીને બાંધે છે અને

આગમાંથી જેમ નાના તણખા નીકળે છે તેમજ બ્રહ્મમાંથી તમામ પ્રાણ, લોક, દેવ, ભૂત, વ્યુચ્ચરણ પામેછેઃ—

મુંડકોપનિષદ્‌માં પણ કહે છેઃ—

**यथा सुदीप्ता त्पावकात्क्षुद्रा विस्फुलिंगा व्युच्चरन्ति एव मेवैतस्मादात्मनः सर्वे प्राणाः सर्वे लोकाः सर्वे जीवा व्युच्चरन्ति॥**

જેમ ખૂબ તપેલા અગ્નિમાંથી નાના નાના તણખાઓ નીકળે છે તેમ આ આત્મામાંથી સર્વ પ્રાણ, લોક અને જીવો વ્યુચ્ચરણ પામેછે.

ભગવદ્‌ગીતામાં પણ કહ્યું છે, **ममैवांशो जीवलोके जीवभूतःसनातनः** માટેજ બાદરાયણ વ્યાસે **अंशोनाना व्यपदेशादन्यथा चापिदाशकित वादि त्वमधीयत एके।** એ સૂત્રમાં જીવ અંશ છે એમ સિદ્ધ કર્યું છે. તે જીવ ડાંગેરના અણી જેવડો છે, પણ ગંધની માફક તેનું ચેતન્ય બધે શરીરમાં વ્યાપે છે. જીવ અણુ છતાં તેનો ચેતન્ય ગુણ આખા શરીરમાં વ્યાપે છે તેમાં કોઈ પણ જાતનો વિરોધ નથી. બ્રહ્મસૂત્રમાં **अविरोधश्चन्दनवत** એ સૂત્રદ્વારા આ બાબત સમજાવી છે. ચન્દન જેમ શરીરના એક ભાગમાં ચોપડયું હોય અને તેની ગંધ આખા શરીરમાં વ્યાપે છે તેમ. તથા જેમ પુષ્પવાળા ઝાડની સુગંધી દૂર સુધી ફેલાય છે તેમ જીવનો આ ચૈતન્ય ગુણ ઘણે દૂર સુધી ફેલાય છે. આ જીવ સંસાર દશામાં જ અણુ છે. પણ કહ્યું છે કે, **आविर्भावे तु सर्वे हि ब्रह्मैव न संशयः** જીવમાં જે આનંદનો તિરોભાવ થયેલો છે, તેનો જો આવિર્ભાવ થાય તો તે પાછો બ્રહ્મજ છે. **पराभिध्याना त्तुतिरोहितं ततो ह्यस्य बन्ध विपर्ययौ** એ સૂત્રમાં સ્પષ્ટ કર્યું છે કે, ભગવાનને પોતાને અને જીવને સર્વ સ્થળે સર્વ પ્રકારે ભોગ

કરવાની ઇચ્છા થઇ, તેટલા માટે જીવમાંથી ઐશ્વર્ય વગેરે ધર્મોના તિરોધાન કર્યો આથી જીવ જે બ્રહ્મનો અંશ તે જીવત્વને પામ્યો. આથીજ તેને બંધ અને વિપર્યય થયેલા છે. જીવમાં જે આનંદનું તિરોધાન છે તે તેનો નાશ સૂચવતો નથી, પણ માત્ર તે ગુપ્ત જ છે. આ આનંદાંશની અભિવ્યક્તિ થાય તો તે બ્રહ્મભાવ પ્રાપ્ત કરે છે.

आनंदांशाभिव्यक्तौ तु तत्र ब्रह्माण्डकोटयः ।
प्रतीयेरन्परिच्छेदो व्यापकत्वं च तस्य तत् ॥

જીવમાં આનંદ અંશની અભિવ્યકિત થાય છે તોજ ત્યાં કરોડો બ્રહ્માણ્ડો દેખાય છે. આ રીતે જીવ અણુ હોવા છતાં વ્યાપક થાય છે.

જીવનો આ બ્રહ્મભાવ શી રીતે બને તે માટે ભગવદ્‌ગીતામાં કહ્યું છે.

मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते ।
स गुणान् समतीत्यैतान्ब्रह्मभूयाय कल्पते ॥

મને જે અવ્યભિચારિ ભકિતથી સેવે છે તે ત્રણ ગુણોને ઓળંગીને બ્રહ્મભાવ પ્રાપ્ત કરી શકે છે.

આ ઉપરથી આપણે એટલો નિષ્કર્ષ કાઢી શકીએ કે જીવનું સ્વરૂપ જોતાં અને તેનો બ્રહ્મ સાથેનો સંબંધ જોતાં જીવે હરિની ભકિત કરવી જોઇએ, તે સિવાય તેનામાં આનંદાંશનો આવિર્ભાવ થઇને બ્રહ્મભાવ બની આવતો નથી. અને હરિની ભકિત પ્રભુ શરણ વગર થતી નથી. માટે પ્રભુનું શરણ બરાબર બની આવે તેટલા માટે શ્રીકૃષ્ણના નામનું સ્મરણ કરવું જોઇએ.

વળી " सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज
अहं त्वां सर्व पापेभ्यो मोक्षयिष्यामि माशुचः

એ શ્લોકમાં સર્વ ધર્મનો ત્યાગ કરીને ફકત પ્રભુનું શરણ લેવું એમ કહ્યું છે. અને પ્રભુચરણનું શરણ કરનારનો સર્વ પાપમાંથી મોક્ષ થાય છે એમ શ્રીમુખે અભયદાન પણ આપ્યું છે. ભગવાનના શરણમાં સર્વ પૂજન-સત્કાર ઇત્યાદિ આવી જાય છે.શરણ એટલે પ્રતિપત્તિ. શ્રી સુબોધિનીજીમાં શ્રીમહાપ્રભુજીએ પ્રતિપત્તિ-શરણની અગત્ય નીચે પ્રમાણે જણાવી છે.

वस्तुतो हि जीवो भगवत्सेवको भूत्वा बहुकालं तत्सेवामकृत्वा स्थित इति स्वधर्मपरित्यागेन अधर्मो भवति । तद्दर्शनान्तरं वन्दनेनैव निवर्तते । ततस्तदनन्तरं भगवदीयानां मुखाद्भगवन्माहात्म्यश्रवणं तत्सर्ववस्तुषु याथात्म्यज्ञापकमिति तदज्ञानकृतं पापं मूलभूतमिति निवर्तते । ततो ज्ञाते माहात्म्ये यदनुक्षणं भगवत अर्हणं पूजनम्, सत्कार इति यावत् तद्भगवन्मायारूपं वा कल्मषं निवर्तयति । तदर्हणं हि प्रतिपत्तिरूपम् ॥

ખરી રીતે તો જીવ ભગવાનનો સેવક હતો, પણ બહુ કાળ સુધી તેણે સેવા ન કરી તેથી સ્વધર્મના પરિત્યાગથી અધર્મ તેને થયો છે. તે અધર્મ પ્રભુના દર્શન કરી વંદન કરવાથી જતો રહે છે. પછીથી એટલે દર્શન વંદન પછી ભગવદીયના મહોડેથી ભગવાનનું માહાત્મ્ય સાંભળે છે, તેથી સર્વ વસ્તુનું બરાબર જ્ઞાન થાય છે, અને તેના અજ્ઞાનથી

જે મૂલ પાપ હતું તે પણ જતું રહે છે. પછીથી ભગવાનના માહાત્મ્યનું જ્ઞાન થયું એટલે દરેક ક્ષણે ભગવાનનું અર્હણ એટલે પૂજન સત્કાર થાય છે. તે ભગવાનમાં માયારૂપને તથા પાપને દૂર કરે છે. માટે પૂજન એટલે પ્રતિપત્તિ ( શરણ ) જ છે.

આટલા વિવેચનથી ભગવાનના શરણની જીવને ખાસ જરૂર છે કારણ કે તે સિવાય આનંદાંશનો પ્રાદુર્ભાવ થતો નથી તથા બ્રહ્મભાવ સદ્ધ થતો નથી. એ સિદ્ધાંત આ શ્લોક ઉપરથી આપણે સમજ્યા.

**મૂ૦ श्रीमंत्रार्थाः प्रकाश्यंते जीवानां कार्यसाधनाः।**
**जीवानां हित कार्यार्थे गुरुश्रीविठ्ठलेश्वरैः ॥४॥**

**પદાર્થ—श्रीमंत्रार्थाः શ્રીમંત્રના અર્થો, प्रकाश्यन्ते પ્રકાશિત કરાય છે, સમજાવાય છે. जीवानां જીવોના कार्यसाधनः કાર્ય સાધનાર, हितकार्यार्थे હિત કામને માટે, गुरुश्रीविठ्ठलेश्वरैः ગુરૂ શ્રી વિઠ્ઠલથી.**

શ્લોકાર્થઃ—જીવોના હિત કાય માટે ગુરૂ શ્રી વિઠ્ઠલેશ્વર જીવોના કાર્યના સાધનરૂપ શ્રીમંત્રના અર્થનો પ્રકાશ કરેછે.

વિવેચનઃ—અહિંઆં શ્રી અષ્ટાક્ષર મંત્રના પ્રત્યેક વર્ણમાં જે ગૂઢ રહસ્ય સમાયું છે તે સમજાવાને શ્રીવિઠ્ઠલેશ્વરે આ સ્તોત્ર રચ્યું છે. એમ કહેછે. મંત્રાના અર્થો શા માટે સમજાવાની જરૂર છે ? તો કહેછે કે જીવના હિતની ખાતર, ભગવાનના ગુણો જીવમાં નથી માટે જીવ કહેવાય છે તે ગુણોનું તિરોધાન જીવમાં થયું છે. ભગવાન્ એટલે ભગવાળા. ભગના છ ધર્મ છે. વેદાન્ત ચિન્તામણીમાં તે નીચે પ્રમાણે સમજાવ્યા છે.

**षड्धर्मा भगशब्देनैश्वर्यं वीर्यं यशस्तथा ।**
**श्रीर्ज्ञानं विरागश्च नित्या भगवतोऽखिलाः ॥**

ભગ શબ્દથી છ ધર્મો જણાય છે. ૧ ઐશ્વર્ય, ૨ વીર્ય, ૩ યશ, ૪ શ્રી, ૫ જ્ઞાન, ૬ વૈરાગ્ય, આ ભગવાનમાં નિત્ય હોય છે. માટેજ ભગવાળા એટલે ભગવાન્ કહેવાય છે. આ છ ધર્મો જીવમાં નથી તેથી તેને સર્વ પ્રકારનાં દુઃખ સંસારદશામાં ભોગવવાં પડે છે. તેનું વર્ણન મરીચિકામાં છે.

**दीनत्वंसर्वदुःखसहनत्वं सर्वहीनत्वं जन्मादि आपद्वि-षयत्वं देहाद्यहम्बुद्धि विषयासक्तादयो भवन्ति ।**

જીવમાં ઐશ્વર્યના તિરોભાવથી દીનપણું તેને પ્રાપ્ત થાય છે. વીર્યના તિરોભાવથી સર્વ દુઃખ વગેરે સહન કરવું પડે છે. યશનો તિરોભાવ થવાથી સર્વનું હીનપણું ભોગવવું પડે છે. શ્રીના તિરોભાવથી જન્માદિક સર્વ દુઃખ સહન કરવાં પડે છે. જ્ઞાનના તિરોભાવથી દેહેન્દ્રિય વગેરેમાં અહંબુદ્ધિ થાયછે. અને વૈરાગ્યના તિરોભાવથી વિષયોમાં આસકત થાયછે. એટલે સંસાર દશામાં જીવ દીન, સર્વ દુઃખભાક્, હીન, અહંબુદ્ધિવાળો અને વિષયાસકત થઇ ગયોછે. આ જીવને પોતાના સ્વરૂપનું ભાન થાય અને પોતાની અધમ સ્થિતિમાંથી મુકત થઇ, મૂળની ઉચ્ચ સ્થિતિમાં તે આવે તેટલા માટે તેને પ્રભુના શરણની જરૂર છે. પ્રભુનું શરણ બરાબર ભાવપૂર્વક તેનાથી થઈ શકે. તેથી તે શરણાષ્ટક મંત્રનો અર્થ અહિંઆં સમજાવ્યો છે. કારણ કે આમાંજ જીવના કલ્યાણનો માર્ગ છે. આનાથીજ જીવનું કાર્ય સાધી શકાય છે. યજ્ઞયાગાદિ બીજાં સાધનો કળિયુગમાં ખપમાં આવતાં નથી કારણ કે યજ્ઞ માટે દેશ, કાલ, દ્રવ્ય,

મંત્ર, કર્મ અને કર્તા એ ૭ વસ્તુઓ શુદ્ધ હોવી જોઇએ, પણ તે આ જમાનામાં શક્ય નથી. કર્મવિધિમાં વિધિ અને નિષેધ બરાબર સચવાવાં જોઇએ. અને જો તે બરાબર ન સાચવે તો ઉલટો પાપનો ભોક્તા થાયછે, ને અર્થ સિદ્ધિ થતી નથી. વળી કર્મનું ફળ શું તે તપાસીએ ? કર્મથી સ્વર્ગજ ફળ તરીકે મળે છે. મોક્ષ પ્રાપ્તિની આશા કર્મમાં અનુષ્ઠાનથી રાખવી વ્યર્થ છે. તે અમુક વખત સ્વર્ગમાં રહેછે અને क्षीणे पुण्ये मृत्युलोकं विशन्ति પુણ્યનો ક્ષય થાયછે એટલે મૃત્યુ લોકમાં પાછા આવેછે. એટલે પુનરાવૃત્તિ તો તેમને હોયછે જ. તેથી પ્રભુપ્રાપ્તિ માટે આ માર્ગ ઉપયોગી નીવડતો નથી. ત્યારે કોઇ કહેશે કે જ્ઞાન માર્ગ સ્વીકારવો સારો છે. તો અહિંઆં જણાવવાનું કે જ્ઞાનનું ફળ અક્ષર બ્રહ્મમાં નિર્વિશેષ લય હોય છે. આ જ્ઞાનની સપ્ત ભૂમિકા છે. દરેક ભૂમિકામાં થઇને ઉત્તરોત્તર આગળ વધે તો જ અન્તિમ દશામાં અક્ષર બ્રહ્મમાં લય થાય. પણ આ અક્ષર બ્રહ્મ તો માત્ર પ્રભુનું ધામજ છે. तद्धाम परमं मम આ અક્ષર બ્રહ્મ ગણિતાનંદ છે જ્યારે ભગવાન્ પૂર્ણ છે. માટે જ્ઞાનથી પ્રભુપ્રાપ્તિ થઇ શકતી નથી. અને આ જ્ઞાન માર્ગ સર્વથી બની શકે તેમ નથી. માટે જ શ્રીમદાચાર્યચરણે સર્વથી સહેલો ભક્તિ માર્ગ દેખાડયો કે જે સર્વ કોઇ કરી શકે—તે ભક્તિની સિદ્ધિ માટે નિજ જીવોને અષ્ટાક્ષર મન્ત્રનું પ્રદાન કર્યું.—આ મંત્ર શામાટે જપવો જોઇએ તેથી શીશી ફલસિદ્ધિઓ થાયછે વગેરે બરાબર સમજવું જોઇએ. તે જ્યાં સુધી સમજાય નહિ ત્યાં સુધી ચિત્તની નિશ્ચલતા બની આવતી નથી. માટે શ્રીમદ્વિઠ્ઠલેશ-ચરણ તે મંત્રમાં રહેલું રહસ્ય સ્ફુટ કરે છે.

વિઠ્ઠલ શબ્દને દયારામભાઇ એવી રીતે સમજાવે છે કે विद् એ

જ્ઞાનવાચક છે, ઠ શૂન્યવાચક છે, ને ल ગ્રહણ વાચક છે. એ ત્રણે અક્ષરને જોડીએ તો એવો અર્થ નીકળે છે, 'જે જ્ઞાન શૂન્ય જીવછે તેને ગ્રહણ કરે તે વિઠ્ઠલ' વિઠ્ઠલ શબ્દમાં આટલું રહસ્ય છે. શ્રીગુસાં- ઇજીનું નામ વિઠ્ઠલ છે તે યથાર્થ છે. કારણ કે જ્ઞાનાદિ સાધન રહિત જીવોનો ઉદ્ધાર કરવાને તેમણે તેમનો અંગીકાર કર્યો અને અષ્ટાક્ષર મન્ત્રનું રહસ્ય સમજાવ્યું. ( विदा ज्ञानेन ठान् शून्यान् लाति अंगीकरोति स विठ्ठलः એ પ્રમાણે સંસ્કૃત શૈલીથી પણ આ શબ્દમાં રહેલું અર્થ ગામ્ભીર્ય સમજાતી શકાય છે. )

**મૂ० श्रीमुखात्कथ्यते सम्यक् सदष्टाक्षरतत्त्वतः ।**
**विवृतिर्हृदयेयस्य सोऽयं श्रीवल्लभो भवेत् ॥५॥**

પદાર્થ—श्रीमुखात् સ્વમુખથી. कथ्यते કહેવાય છે, सम्यक् બરાબર રીતે सदष्टाक्षर तत्त्वतः સારા અષ્ટાક્ષરના તત્ત્વસહિત विवृतिः વિવરણ हृदये અંતઃકરણમાં यस्य જેના सः તે अयं આ श्रीवल्लभः શ્રીવલ્લભ भवेत् થાય.

શ્લોકાર્થ:—પોતે શ્રીમુખે સારા અષ્ટાક્ષર મંત્રના તત્ત્વ પૂર્વક બરાબર રીતે કહે છે કે જેના હૃદયમાં આ મંત્રની વિવૃતિ છે તે *શ્રીવલ્લભ ( વલ્લભાચાર્યનો ) પ્રિય થાય છે.

---

* श्रीवल्लभः નો અર્થ "શ્રીને વલ્લભ કહેતાં પ્રિય બને છે" એમ અર્થ પણ લઇ શકાય. શ્રી એટલે અહિંઆં લક્ષ્મી સમજવાનું નથી, કારણ કે લક્ષ્મીની પ્રિયતા આ માર્ગમાં વૈષ્ણવોએ મેળવવાની નથી. લક્ષ્મીતો પ્રભુભકતની દાસીરૂપ છે. માટે શ્રી એટલે સ્વામિનીજી એમ સમજવું. શ્રી સ્વામિનીજીનો જે પ્રિય બને છે તે શ્રી પ્રભુનો પણ પ્રિય થાયછે.

વિવેચન—આ મંત્ર શ્રીપ્રભુની આજ્ઞાથી શ્રીમદ્ વલ્લભાચાર્યજી એ નિજજનોના ઉદ્ધાર માટે આપ્યો છે. તો જે આ મંત્રનું રહસ્ય બરાબર સમજે છે તે શ્રીવલ્લભાચાર્યનો પ્રિય બનેછે, ફક્ત તે બોલવાથી નહિ પણ તેની વિભૂતિ પોતાના હૃદયમાં ધારણ કરવાથી તેની વિભૂતિ શ્રીવિઠ્ઠલેશ્વચરણ વિસ્તાર પૂર્વક હવે કહે છે.

मू० श्रीः श्रीसौभाग्यसंप्राप्तिः धनवान्राजवल्लभः ।
कृशब्दः शोषयेत्पापं ष्णशब्दस्तापसंहतिम् ॥६॥
शशब्दो निर्दहेद्योनिं रशब्दो ज्ञानमाप्नुयात् ।
णशब्देन सदा कृष्णे दृढाभक्तिः सदा भवेत् ॥७॥
मशब्देन गुरौ प्रीतिः कृष्णरत्नोपदेशके ।
मशब्दे हरिसायुज्यमन्ययोनिं न गच्छति ॥८॥

પદાર્થ—श्रीः શ્રી શબ્દ, श्रीसौभाग्यसंप्राप्तिः લક્ષ્મીના સૌભાગ્યની પ્રાપ્તિ. धनवान् ધનવાળો. राजवल्लभः રાજાને પ્રિય, कृशब्दः कृ શબ્દ, शोषयेत् શોષી નાખે, સૂકવી દે, पापं પાપને, ष्णशब्दः ष्ण શબ્દ, तापसंहतिम् તાપનો નાશ, शशब्दः श શબ્દ, निर्दहेत् બાળે. योनिम् જન્મને. रशब्दो र શબ્દ, ज्ञानम् જ્ઞાનને, आप्नुयात् મેળવે. णशब्देन ण શબ્દથી, सदा હમેશાં, कृष्णे કૃષ્ણમાં, दृढा મજબૂત

भक्तिः ભક્તિ, सदा હમેશાં, भवेत् થાય. (૭) म शब्देन મ શબ્દથી, गुरौ ગુરૂમાં, प्रीतिः પ્રેમ, कृष्णरत्नोपदेशके કૃષ્ણ રત્નનો ઉપદેશ કરનારમાં. मशब्दे મ શબ્દમાં, हरिसायुज्यम् હરિની સાથે સાયુજ્ય, अन्ययोनिम् બીજી યોનિને, न गच्छति જતો નથી, મેળવતો નથી. (૮)

श्लोकार्थ—श्री શબ્દથી લક્ષ્મીના સૌભાગ્યની પ્રાપ્તિ થાય છે. ધનવાળો, અને રાજાને પ્રિય થાય છે. कृ શબ્દ પાપને શોષી નાખે છે. ष्ण શબ્દ તાપનો નાશ કરે છે. श શબ્દ જન્મને બાળે છે. र શબ્દથી જ્ઞાન મેળવે છે. ण શબ્દથી કૃષ્ણમાં હમેશાં દૃઢ ભક્તિ થાય છે. म શબ્દથી કૃષ્ણ રત્નના ઉપદેશ કરનાર ગુરૂમાં પ્રીતિ થાય છે. म શબ્દથી હરિની સાથે સાયુજ્ય થાય છે અને અન્યયોનિમાં જતો નથી એટલે પુનર્જન્મ થતો નથી. ૬-૭-૮

विवेचन—આ શ્લોકોમાં श्रीकृष्णः शरणं मम એ મંત્રમાં આવેલા આઠ અક્ષરોને છૂટા પાડી, દરેક વર્ણમાં રહેલો ધ્વનિ સમજાવ્યો છે, અને તેના ઉચ્ચારથી શીશી સિદ્ધિઓ થાય છે એ પણ જણાવ્યું છે. તે નીચે પ્રમાણે છે.

વૈયાકરણીઓ દરેક વર્ણમાં સ્ફોટ રહેલો છે એમ માને છે. તેમનું કહેવું એવું છે કે ઘટ, શબ્દનો ઉચ્ચાર આપણે કરીએ છીએ તે વખતે પ્રથમ "ઘ" નો ઉચ્ચાર કરીએ છીએ, ત્યાર પછીથી "ટ" વર્ણનો ઉચ્ચાર કરીએ છીએ, પણ પ્રથમ વર્ણ "ઘ" ઉચ્ચારિએ છીએ કે તુર્તજ તે હવામાં અદૃશ્ય થઇ જાય છે, તેજ

પ્રમાણે "ટ" વર્ણ પણ આપણે ઉચ્ચારીએ છીએ કે તુર્તજ હવામાં અદૃશ્ય થાય છે, તો પછી "ઘ" અને "ટ" બન્ને વર્ણો એકઠા થઇને શી રીતે એકંદરે "ઘટ" શબ્દનો અર્થ આપણને જણાવે? પ્રત્યેક વર્ણો હવામાં અદૃશ્ય થતા હોવાથી સમસ્ત શબ્દમાંથી અર્થ સંભવતો નથી? આ મુશ્કેલી દૂર કરવાને તેઓ એવું કહે છે કે, જ્યારે પ્રત્યેક વર્ણ હવામાં અદૃશ્ય થાય છે ત્યારે તે પોતાની પાછળ 'તેનો અમુક' "સ્ફોટ" મૂકે છે, તો ઘટ માંનો "ઘ" જ્યારે ઉચ્ચારાય છે ત્યારે તેનો "સ્ફોટ" પાછળ મૂકે છે. "ટ" પણ પોતાનો 'સ્ફોટ' મૂકે છે, અને બન્ને "સ્ફોટ" એક બીજાની સાથે મળે છે અને તેથી અર્થ પ્રતીતિ થાય છે. આ સ્ફોટનો નાશ થતો નથી. વર્ણ નાશ પામ્યા છતાં પણ તે પાછળ રહે છે, આમ વૈયાકરણીઓ શબ્દોના વર્ણમાં જે "સ્ફોટ" રહેલો છે તેને સ્વીકારે છે આલંકારિકો તેને ધ્વનિ કહે છે. તેજ પ્રમાણે શ્રીઅષ્ટાક્ષર મહામંત્રના દરેક વર્ણમાં શા શા ભાવો રહ્યા છે તે અહિંઆં શ્રી વિઠ્ઠલેશચરણે જણાવ્યું છે. આ અષ્ટાક્ષર મહામંત્રના વર્ણો તે માત્ર મૂળાક્ષરના અમુક પ્રકારે ગોઠવેલા વર્ણો નથી, પણ તે મહાન્ સિદ્ધિઓને આપનારા છે. જેમ ૐ અક્ષરથી પરમ જ્ઞાન પ્રાપ્ત થાય છે, અગર **ૐ ब्रह्म तज्जलान् शान्त उपासीत** એમાં **तज्जलान्** પદમાં જેટલો ગૂઢ અર્થ રહ્યો છે તેમ અષ્ટાક્ષર મન્ત્રના દરેક પદમાં છે. આ મન્ત્રનો પ્રથમ વર્ણ શ્રી છે. આ શ્રી વર્ણના ઉચ્ચારથી સૌભાગ્યની પ્રાપ્તિ થાય છે, તથા ધનવાન્ થાય છે, તથા રાજાને પ્રિય બને છે. સૌભાગ્ય એટલે સારૂં નસીબ; સારૂં સુખ. એટલે ગૃહસ્થાશ્રમનું સુખ. પુરૂષને આથી અનુકૂળ સ્ત્રી પ્રાપ્ત થાય છે, અને સ્ત્રીને અનુકૂળ પતિ મળે છે અને તે ઉભય પોતાનો ગૃહસ્થાશ્રમ સારી રીતે

ાલાવે છે. તેમના જીવનમાં દ્વેષ, કલહ, ઇર્ષા વિગેરે બની આવતાં ાથી તેથી તેમના એ સૌભાગ્યની વૃદ્ધિ દિવસે દિવસે થાય છે. વળી ાન–લક્ષ્મી–ને પણ આથી પ્રાપ્ત કરાય છે. ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કર- ારને દ્રવ્યની ડગલે ડગલે જરૂર પડે છે. જે શ્રી અષ્ટાક્ષર મંત્ર જપે ે તેની પાસે લક્ષ્મી એની મેળે આવે છે. તે ભક્ત તેને શોધવા જતો ાથી. કારણ કે પ્રભુભક્ત તો નિરપેક્ષ હોવો જોઇએ. પણ વગર ાગે તે તેની પાસે આવે છે, વળી એ લક્ષ્મીની સહાયથી બીજાં ારાં પરોપકારી કાર્યો તે કરી શકે છે. તેની પાસે જે લક્ષ્મી આવે ે તેનો દુરૂપયોગ વ્યર્થ મોજશોખ ઇત્યાદિમાં તેની સન્મતિ કરાવતી ાથી, પણ શુભ કાર્ય પાછળ તે ખર્ચાય છે. વળી તે રાજાને વલ્લભ ્હેતાં પ્રિય પણ થાય છે. આ દુનિઆમાં રાજા એ મોટી વ્યક્તિ ગણાય છે અને તેનો જે પ્રિય બને છે તે અધિક કીર્તિવાળો હોવો જોઇએ એવી પૂર્વની પ્રથા હતી. તો શ્રી વર્ણના ઉચ્ચારથી એવી ીર્તિ પણ તે સંપાદન કરી શકે છે. એટલે જેને લૌકિકો પરમ સુખ ાણે છે તે સુખ તે મેળવી શકે છે. ગૃહજીવનનું સુખ, લક્ષ્મીનું સુખ, અને કીત–આ પ્રાકૃતજનોની દૃષ્ટિએ પરમ સુખ ગણાય છે. પણ આ સુખ તો અષ્ટાક્ષર મન્ત્રનો જપ કરનાર, શરણ મંત્રનું અહર્નિશ ટન કરનાર ભક્તને માત્ર શ્રી વર્ણના ઉચ્ચારથી પ્રાપ્ત થાય છે એવો આશય છે.

તેજ પ્રમાણે કૃ એ અક્ષરના ઉચ્ચારથી માણસના જે જે મહા ાપો થઈ ગયા હોય તે બધા શોષાઇ જાય છે. સ્મૃતિ ગ્રંથોમાં પાપનાં નિવારણો માટે સપ્ત ચાંદ્રાયણાદિ વ્રતો કરવાના નિયમો આપેલા છે. તથા અમુક પ્રમાણેની વિધિ કરવાની હોય છે. આ વ્રતો તથા

વિધિઓ ઘણી દુષ્કર હોય છે. દેહને એટલો બધો ક્લેશ આપવામાં આવે છે કે વ્રતને અન્તે તે દેહ તદ્દન જર્જરિત થઇ જાય છે અને માત્ર શ્વાસજ ખોળીઆમાં બાકી રહેછે. શ્રી મહાપ્રભુજી પાપના નિવારણને માટે આ પ્રકારની ક્રૂર શિક્ષા શાસ્ત્રકારોએ આપવાની જે નક્કી કરી તે જોઇને અત્યન્ત ખિન્ન થયા, અને તેથીજ શરણાષ્ટક મંત્રનો જપ કરવાનું જીવોને સૂચવ્યું. આ શરણાષ્ટક મંત્રના કૃ વર્ણનો ઉચ્ચાર જે કોઇ કરે તેનાં ગમે તેવાં પાપ હોય તે પણ ભસ્મીભુત થાય છે. કરેલાં પાપ જ્યાં સુધી ભસ્મીભુત ન થાય ત્યાં સુધી; તે જીવ પ્રભુ માર્ગમાં આગળ વધવાને અધિકારી નથી. આ પાપ શરણુ લેવાથી પ્રભુની કૃપાથી ભસ્મ થઈ જાય છે. પાપ ત્રણ પ્રકારનાં હોય. કાયિક, વાચિક, અને માનસિક, આ સર્વ પ્રકારનો સમાવેશ "પાપ" શબ્દમાં અહિંઆં કરેલો છે એમ સમજવું. પાપરહિત વૈષ્ણવને યમરાજા પીડા કરી શકતો નથી.

ष्णः વર્ણના ઉચ્ચાર જીવને એક આગળની ભૂમિકામાં મુકે છે કૃ વર્ણ પાપને નિર્મૂળ કરેછે ત્યારે ष्णः વર્ણ ત્રિવિધ પ્રકારના તાપ જે જીવોને પીડી રહ્યા છે તેનો નાશ કરેછે, આ ત્રણ પ્રકારના તાપ, એટલે આધિભૌતિક, આધિદૈવિક, અને આધ્યાત્મિક. અગર આધિ, વ્યાધિ, અને ઉપાધિ એમાંથી મુકત કરેછે. આથી અંતઃકરણ નિર્મળ બને છે અને તે જીવ ભકિત માર્ગની ઉચ્ચ ભૂમિકામાં પ્રવેશ કરવાને અધિકારી થાય છે. કર્મ માર્ગમાં નિષ્કામ વૃત્તિથી સતત્ કર્મ કરનારનું ચિત્ત શુદ્ધ બનેછે અને પછીથી તે જ્ઞાનનો અધિકારી થાયછે એમ કહેલું છે. તેમ અહિંઆં પણ ભકિત માર્ગના શુદ્ધ અધિકારીને માટે ચિત્ત નિર્મળ જોઇએ, અને આ ચિત્તની નિર્મળતા અહિં કોઇ સાધન

દ્વારા બની આવતી નથી. માત્ર પ્રભુના શરણથી જ બની આવે છે, શરણાષ્ટકમંત્રમાં એવો ચમત્કાર રહેલો છે કે તેમાં આવેલા ण વર્ણથી જ માણસના ત્રિવિધ તાપ નાશ પામેછે, વાસનાઓ નિર્મૂળ થાયછે, અને અંતઃકરણ નિર્મળ બને છે.

श વર્ણનો ઉચ્ચાર યોનિ-જન્મનો નાશ કરે છે. પછીથી સંસ્કૃતિ તે ભકતને બાધા આપી શકતી નથી. ण વર્ણથી વાસનાઓ નિર્મૂળ થઇ એટલે તેના સંસ્કાર અન્ય જન્મમાં રહેતા નથી. તેથી જીવને આ સંસારમાં પશુ, પક્ષી, વૃક્ષ ઇત્યાદિ યોનિમાં જે લક્ષચોરાશી ફેરા ફરવા પડેછે, તેમ તેને કરવું પડતું નથી. સંસારનો ઉચ્છેદ થાય છે. કારણ કે હવે એ દિવ્ય જીવનનો અધિકારી થયો છે. આ દુઃખ, સંતાપ, અજ્ઞાન વગેરેથી ઘેરાયલા આ સંસારનો ત્યાગ કરીને તેનો જીવ આનંદ અને તેજના ભરેલા દિવ્ય પ્રદેશમાં વિહાર કરવાને ઉડવાનું સામર્થ્ય હવે ધરાવે છે. આ સામર્થ્ય તેને श વર્ણના ઉચ્ચારથી થાય છે.

પ્રથમ પ્રાકૃતજનો જેને પરમ સુખની કાષ્ઠા કહે છે એવા સુખની પ્રાપ્તિ, પછીથી સર્વ પ્રકારનાં પાપનો નાશ, પછી આધિભૌતિક, આધિદૈવિક અને આધ્યાત્મિક અગર આધિ, વ્યાધિ અને ઉપાધિ રૂપ તાપની નિવૃત્તિ અને વાસનાનો નાશ, પછીથી યોનિનો ઉચ્છેદ, એમ એક પછી એક જીવની ભક્તિમાર્ગમાં પ્રગતિને માટે આવશ્યક સિદ્ધિઓ તે તે વર્ણોનો ઉચ્ચારથી બની આવતી જણાવી. હવે તેથી આગળ વધે છે. હવે તે જીવનું હૃદય શુદ્ધ થયું છે. તેનામાં લૌકિકની ગંધ રહી નથી. તેનાં પાપ નિર્મૂળ થઇ ગયાં છે. તેને કોઇ પણ પ્રકારના તાપ પીડા આપતા નથી તથા તેના ચિત્તને વિક્ષેપ પમાડતા નથી. આવા જીવને હવે દુનિઆનાં સુખ તુચ્છ લાગે છે તે પ્રભુ

તરફ આકર્ષાય છે. તે પ્રભુ કોણ? તે જીવ શાથી? આ પ્રપંચ એટલે શું. આ સંસાર શો, વગેરે બાબતો તેને જાણવાની સ્વાભાવિક જીજ્ઞાસા થાય છે, અને આ જીજ્ઞાસા ર વર્ણના ઉચ્ચારથી પરિતૃપ્ત થાય છે. પ્રભુની ભક્તિ થવાને માટે પ્રભુના માહાત્મ્ય જ્ઞાનની ખાસ આવશ્યકતા છે.

નારદપંચરાત્રમાં પણ કહ્યું છે કેઃ—

**माहात्म्यज्ञानपूर्वस्तु सुदृढः सर्वतोधिकः ।**

**स्नेहो भक्तिरिति प्रोक्तस्तया मुक्तिर्नचान्यथा ॥**

પ્રથમ માહાત્મ્ય જ્ઞાન, પછીથી જે પ્રભુને માટે સર્વથી અધિક એવો સુદૃઢ સ્નેહ થાય છે તેથીજ મુક્તિ છે બીજાથી નહિ. તો હવે તે જીવને પ્રભુના માહાત્મ્યનું જ્ઞાન થાય છે. પ્રભુ એ પરબ્રહ્મ છે. તેમનામાં વિજાતી સજાતીય અગર સ્વગત ભેદ નથી તેથી તે બ્રહ્મ અદ્વૈત છે. પણ તે અદ્વૈત શુદ્ધ છે. કેવલ[1] અગર [2]વિશિષ્ઠ નહિ. બ્રહ્મ આનંદ સ્વરૂપે સાકાર છે. અને તેમનામાં પ્રાકૃત જનોના આકાર નથી માટે તે નિરાકાર છે એમ જે શ્રુતિઓમાંથી ઉભય સ્વરૂપ સમજાય છે તે બરાબર છે. તે સર્વ કર્તા છે. આ જગત્ જીવ અને અન્તર્યામિ તે એમનાં સ્વરૂપ છે. તેમના સત્, ચિત્ અને આનંદ એ ત્રણ અંશોમાંથી આનંદ અને ચિત્ના તિરોધાનથી જગત્ થયું, અને ફક્ત આનંદના તિરોધાનથી જીવ થયો. અન્તર્યામિ ગણિતાનંદ છે. પૂર્ણાનંદ તે બ્રહ્મ છે. પણ સર્વ પરિણામ જે બ્રહ્મમાં જોવામાં આવે છે તે [3]અવિકૃત છે, વિકૃત નહિ. તેથી બ્રહ્મમાં વિકાર થતો

---

૧–૨ આ શબ્દો પ્રસ્તાવનામાં સમજાવ્યા છે.

૩ દૂધમાંથી દહિં થાય, પણ તે દહિં પાછું દૂધ થાય નહિ.

નથી. તે વિરૂદ્ધ ધર્માશ્રયી છે તેથી વૈષમ્ય અને નૈર્ઘૃણ્યનો દોષ તેમનામાં આવતો નથી. શ્રીકૃષ્ણ તે પરિબ્રહ્મજ છે. જગત્ બ્રહ્મની કૃતિ હોવાથી સત્ય છે કારણકે બ્રહ્મ તેનું સમવાયિ કારણ તથા નિમિત્ત

---

આ પરિણામ વિકારવાળો છે માટે તે વિકૃત પરિણામ કહેવાય. પણ સોનામાંથી કુણ્ડળ આદિ અનેક ઘરેણાં કરાવડાવીએ, પણ તે બધાનું પાછું સોનું કરી શકીએ, આ પરિણામ વિકાર વગરનો છે માટે તે અવિકૃત પરિણામ કહેવાય છે. સાંખ્ય શાસ્ત્રમાં વિકૃત પરિણામ વાદ છે. જગત્ વગેરે પરિણામ પાછા મૂળ સ્વરૂપમાં બદલાઇ જાય નહિં. શ્રી વલ્લભાચાર્યજી અવિકૃત પરિણામવાદને સ્વીકારે છે. જો કે જીવ, જગત્, અન્તર્યામિ બધા બ્રહ્મમાંથી વ્યુચ્ચરણ પામ્યા છે, પણ તે પાછા બ્રહ્મરૂપ થઇ જાય છે એટલે પરિણામમાં કોઇ વિકાર થતો નથી.

૪ મૃત્તિકામાંથી ઘડો બને છે માટે મૃત્તિકા તે એનું સમવાયિ કારણ છે. કારણ કે તે ઘડામાં જણાય છે. પણ કુંભાર જે એ ઘડાને બનાવે છે તે નિમિત્ત કારણ છે કારણ કે તે તેમાં જણાતો નથી. ઘડાનું સમવાયિ કારણ મૃત્તિકા અને તેનું નિમિત્ત કારણ કુંભાર એ બે ભિન્ન વસ્તુઓ છે, એક નથી. એટલે સામાન્ય નિયમ પ્રમાણે સમવાયિ અને નિમિત્ત ભિન્ન હોય છે. તો પ્રશ્ન એ છે કે જો બ્રહ્મને જગત્નું કારણ કહીએ તો તે કેવું કારણ કહેવાય? સમવાયિ અગર નિમિત્ત? શ્રી મહાપ્રભુજી કહે છે કે, બ્રહ્મ સમવાયિ કારણ પણ છે અને નિમિત્ત પણ છે. આ સિદ્ધાંત **तत्तु समन्वयात्** ૧–૧–૩ સૂત્રના ભાષ્યમાં સમજાવ્યો છે (અણુભાષ્ય) **सः आत्मानं स्वयमकुरुत** એ શ્રુતિ આ બાબત સિદ્ધ કરે છે. **जगतः समवायिस्यात्तदेव च निमित्तकम्** એમ તત્ત્વદીપ નિબંધમાં પણ કહ્યું છે.

કારણ એમ ઉભય છે. જીવ એ બ્રહ્મનો અંશ છે. ડાંગેરની અણી જેટલો અગર વાળના સોમા ભાગ જેટલો અણુ છે. તે અણુ છે છતાં હૃદય પ્રદેશમાં સ્થિત રહીને તેનું ચૈતન્ય ચંદનની માફક આખા શરીરમાં ફેલાવે છે. ચૈતન્ય એ તેનો ગુણ છે તેની અંદર આનંદાંશ તથા ભગવદ્ધર્મોનો તિરોભાવ થવાથી દુઃખ વગેરે તેને સહન કરવું પડે છે. તે નિત્ય છે. તેની ઉત્પત્તિ નથી તેમ તેનો નાશ પણ નથી. તે જ્ઞાતા છે. અવિદ્યા એ ભગવાનની શક્તિ છે અને એ શક્તિથી તેને સંસાર બને છે. આ સંસાર ખોટો છે પણ જગત્ સત્ય છે. આ અવિદ્યા જે ભગવાનની શક્તિ કહી તેને પાંચ પર્વ છે, અને તે જુદા જુદા અધ્યાસ જીવને કરાવરાવે છે. સ્વરૂપનું અજ્ઞાન, ઇન્દ્રિયાધ્યાસ, પ્રાણાધ્યાસ, અંતઃકરણાધ્યાસ, દેહાધ્યાસ વગેરે. પણ ભગવાનની જે બીજી શક્તિ વિદ્યા છે તેથી જીવને સંસારનો ભય મટી જાય છે તેનાં પણ પાંચ પર્વ છે (૧) વૈરાગ્ય, (૨) સાંખ્ય, (૩) તપ (૪) યોગ (૫) ભક્તિ. આનાથી તે હરિમાં પ્રવેશ કરી શકે છે. વૈરાગ્ય એટલે વિષય ઉપરથી આસક્તિ જતી રહેવી. સાંખ્ય એટલે નિત્યાનિત્ય વસ્તુનો વિવેક જાણવો. તપ એટલે વિચાર પૂર્વક આલોચન કરવું. યોગ એટલે મન તથા ઇંદ્રિયોને પ્રભુમાં જોડવાં ભક્તિ એટલે પ્રભુ માટે સર્વથી અધિક અને સુદૃઢ પ્રેમ.

આ પ્રકારનું જ્ઞાન તે ર વર્ણના ઉચ્ચારથી બની આવે છે. હવે જ્ઞાન પછીથી ભક્તિની ભૂમિકામાં પ્રવેશ કરે છે. ણં વર્ણના ઉચ્ચારથી દૃઢ સ્નેહ પ્રભુમાં થાય છે. આ ભક્તિ કહેવાય છે ભક્તિ વગર મુક્તિ મળી શકતી નથી; અગર પ્રભુ પ્રાપ્તિ થઇ શકતી નથી.

શાણ્ડિલ્યભક્તિસૂત્રમાં, ભક્તિનું લક્ષણ આપ્યું છે. ત્યાં કહે છે,

" सापरानुरक्तिरीश्वरे " ઇશ્વરમાં પરમ રતિ તેનું નામ ભક્તિ. એટલે વ્રજસીમન્તિની રમણ, પરમાનંદ વિગ્રહ, સ્વઅંશથી ઉત્પન્ન, અક્ષર કરતાં પણ અધિક, મુરલી ગાનમાં રસિક, પૂર્ણાનન્દ સ્વરૂપ, નન્દરાજકુમાર, નિરૂપાધિક સર્વ જીવના પતિ, એવા શ્રી કૃષ્ણચંદ્રમાં પરમરતિ તેનું નામ ભક્તિ છે." ભક્તિથી જ પ્રભુ જીવપર કૃપા કરે છે. એવાં ઘણાં પ્રમાણો મળી આવે છે. શ્રીમદ્‌ભાગવતમાં " **एवं सन्दर्शिता ह्यङ्ग हरिणा भक्तवश्यता " वशीकुर्वन्ति मां भक्त्या स त्स्त्रियः सत्पतिं यथा " भक्तिं मयि परां कृत्वा मामेवैष्यत्यसंशयः ( भ. गी. १८–६८ ) भक्त्या मामभिजानाति यावान्यश्चास्मितत्त्वतः।ततो मां तत्त्वतो ज्ञात्वा विशते तदनन्तरम्।**

એમ અનેક પ્રમાણોથી સિદ્ધ કરી શકાય કે પ્રભુપ્રાપ્તિ માટે એક જ માર્ગ છે અને તે ભક્તિ છે. જ્ઞાનથી ભક્તિ ઉત્તમ છે. કારણ કે, શાણ્ડિલ્યસૂત્રમાં આ બાબત સમજાવી છે. **तद्भुतः प्रपत्तिशब्दाच्च न ज्ञानमितरप्रपत्तिवत्।** જ્ઞાની બહુ જન્મને અન્તે પ્રભુને પ્રાપ્ત કરેછે. વળી કહ્યું છે કે **मुक्तिं ददाति कर्हिचित्स्मन भक्ति योगम्** " પ્રભુજીવને મુક્તિ આપે છે પણ ભક્તિયોગ કદીપણ આપતા નથી. જ્ઞાનથી અક્ષરબ્રહ્મમાં લયરૂપ મુક્તિ થાયછે. णं વર્ણના ઉચ્ચારથી આ ભક્તિ થાય છે. જ્ઞાન પછીથી ભક્તિની ઉચ્ચતર ભૂમિકામાં તે જીવ પ્રવેશ કરે છે.

ભક્તિની ભૂમિકામાં પ્રવેશ કરનાર જીવને હરિના માર્ગનું યથાર્થ દર્શન કરાવનાર એવા ગુરૂની ખાસ જરૂર છે. આ માર્ગમાં પ્રભુજ પ્રાપ્ય અને સેવ્ય છે. તે પ્રભુરૂપી રત્નને દેખાડનાર ગુરૂના શરણની

જરૂર છે; કારણ કે તેમની સહાયથી જ પ્રભુની સાન્નિધ્ય સુધી પહોં
ચવાની યોગ્યતા તે જીવ પ્રાપ્ત કરી શકે છે. આ ગુરૂ ઉપર પ્રથ
પ્રીત થાય તો જ તે સર્વ કાર્ય સિદ્ધ કરે છે કારણ કે એ ગુરૂદ્વા
જ તેને બ્રહ્મસંબંધ થવાનો છે. म વર્ણના ઉચ્ચાર શ્રીકૃષ્ણ રત્નનો ઉ
દેશ કરનાર ગુરૂ તરફ પ્રીતિ થાય છે. ગુરૂ એટલે અજ્ઞાન રૂપી અં
ધકારનો નાશ કરે તે. गुरु શબ્દનું લક્ષણ નીચે પ્રમાણે આપ્યું છે.

**गुशब्दस्त्वंधकारस्याद्रुशब्दस्तन्निरोधकृत् ।**
**अंधकारनिरोधत्वाद्गुरुरित्यभिधीयते ॥**

गु શબ્દ અંધકારના અર્થમાં છે. रु શબ્દ તેનો નિરોધ કરના
દૂર કરનારના અર્થમાં છે. અંધકારનો જે નિરોધ કરે તેજ ગુરૂ કહેવાય

ગુરૂના શરણ માટે શ્રુતિ પ્રમાણ પણ છે.

**तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत्समित्पाणिः श्रोत्रियं ब्र
निष्ठं ।** બ્રહ્મના વિજ્ઞાન માટે હાથમાં સમિત્ લઈને શ્રોત્રિય અને બ્ર
નિષ્ઠ ગુરૂપાસે જવું જોઈએ. આચાર્યશ્રી પણ કહેછે કેઃ—

**तस्माद्गुरुं प्रपद्येत जिज्ञासुः श्रेय उत्तमम् ।**
**शाब्दे परे च निष्णातं ब्रह्मण्युपशमाश्रयम् ॥**

ઉત્તમ શ્રેય પ્રાપ્ત કરવાના જીજ્ઞાસુએ, વેદમાં નિષ્ણાત અને બ્રહ્મ
જ્ઞાનવાળો અને શાન્તિવાળા ગુરૂની પાસે જવું.

"નારદપંચરાત્ર"ની દ્વિતીય રાત્રના દ્વિતીય અધ્યાયમાં પણ કહ્યું

**गुरुमुखात्कृष्णमन्त्रो यस्य कर्णे विशेदहो ।**
**तं वैष्णवं महापूतं प्रवदन्ति पुराविदः ।**

ગુરૂના મુખમાંથી જેના કર્ણમાં કૃષ્ણનો મન્ત્ર પ્રવેશ પામેછે તે વૈષ્ણવ મહા પવિત્ર છે એમ પ્રાજ્ઞો કહે છે.

**तर्हि यः सद्गुरुद्वारा तमेकं शरणं व्रजेत् ।**
**सर्वं समर्पयेत्तस्मै कथं त्यक्ष्यति तं प्रभुः**

તો જે સદ્‌ગુરૂદ્વારા તેને (પ્રભુને) એકલાને શરણુ જાય છે, અને જે તેને સર્વ સમર્પણુ કરેછે તેનો પ્રભુ શી રીતે ત્યાગ કરશે.

અહિંઆં કહેછે કે શ્રીઅષ્ટાક્ષર મંત્રના પ્રથમ "म" વર્ણના ઉચ્ચારથી ગુરૂ તરફ પ્રીતિ થાયછે.

પ્રભુ સંબંધીનું જ્ઞાન થયા પછીથી પ્રેમ થાય છે અને ત્યારપછીથી ગુરૂનાં શરણદ્વારા એકદમ તે જીવ પ્રભુપ્રાપ્તિના માર્ગમાં પ્રગતિ કરેછે. હવે તેનું ચિત્ત પ્રભુ સિવાય બીજી કોઇ પણ બાહ્ય વસ્તુઓ તરફ આકર્ષાતું નથી. તેથી છેવટની ભૂમીકાએ પહોંચે છે. म વર્ણનો ઉચ્ચાર શ્રી પ્રભુનું સાયુજ્ય પ્રાપ્ત કરાવે છે. હરિનું સાયુજ્ય પ્રાપ્ત થયું એટલે તે જીવને સંસારની યોનિમાં ફરીથી આવવાનું રહેતું નથી. શ્રી ભગવદ્‌ગીતામાં શ્રીમુખે પાર્થને કહ્યું છે કેઃ—

**आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनो जनाः ।**
**मामुपेत्य तु कौन्तेय पुनर्जन्म न विद्यते ॥**

હે અર્જુન! બ્રહ્મલોક સુધી સર્વ લોકને પુનર્જન્મ હોયછે, પણ જે મને પ્રાપ્ત કરે છે તેને પુનર્જન્મ હોતો નથી. જો કે "**तयोर्ध्वमायन्नमृतत्वमेति** । (છાંદોગ્ય ઉપનિષદ ૮–૬–૬) **न तेषां पुनरावृत्तिरेतेन प्रतिपद्यमाना इममानवमावर्तं नावर्तन्ते** ।

( છાં૦ ૪-૧૫-૬ ) " **ब्रह्मलोकमभिसंपद्यते, न च पुनरावर्तते** ( છાં. ૮-૧૫-૧ ) વગેરેમાં જો કે જ્ઞાની અને ભક્ત બન્નેને પુનરાવૃત્તિ થતી નથી એમ કહ્યું છે છતાં પણ જ્ઞાનીનો મોક્ષ એટલે અક્ષર ધામમાં લય. જ્યારે ભક્ત તો અક્ષર કરતાં પણ અધિક જે પુરૂષોત્તમ તેની સાથેનું સાયુજ્ય. અક્ષર ગણિતાનંદ, અને પુરૂષોત્તમ પરિપૂર્ણ આનંદ છે. આ સાયુજ્યથી જીવ આનંદનો અનુભવ કરે છે. **सोऽश्नुते सर्वान्कामान्सहब्रह्मणा विपश्चिता.** તે દશામાં બ્રહ્મની સાથે ( પુરૂષોત્તમની સાથે ) તે જીવ સર્વ કામનો ભોગ કરે છે. જીવનો ભોગ પ્રધાન છે, અને બ્રહ્મનો ગૌણ છે એવું " સાથે " શબ્દના પ્રયોગથી સમજાય છે. તેથીજ શ્રીમદ્‌ભાગવત્‌ના ૧૧ મા સ્કંધના ૨૦ મા અધ્યાયના ૩૧ મા શ્લોકમાં કહ્યું છે કેઃ—

**तस्मान्मद्भक्तियुक्तस्य योगिनो वै मदात्मनः ।**
**न ज्ञानं न च वैराग्यं प्रायः श्रेयो भवेदिह ॥**

તેટલા માટે મારી ભક્તિથી યુક્ત અને મારામાંજ આત્મા પરોવનાર એવા યોગિને જ્ઞાન, કે વૈરાગ્ય શ્રેયસ્કર નથી.

એટલે ભક્તિ એજ શ્રેયસ્કર છે.

પ્રભુ પોતાના ભક્તોનો કદી પણ ત્યાગ કરતા નથી.

**ये दारागारपुत्राप्तप्राणान्वित्तमिमं परम् ।**
**हित्वा मां शरणं याताः कथं तांस्त्यक्तुमुत्सहे ॥**

જે પોતાની પત્ની, ગૃહ, પુત્ર આપ્તજનો અને પ્રાણ, અને આ દ્રવ્ય સર્વનો ત્યાગ કરીને મારે શરણે આવે છે તેવા ભક્તોનો ત્યાગ કરવાને હું શી રીતે ઇચ્છું ?

પ્રભુ—પૂર્ણ પુરૂષોત્તમ અક્ષરથી પણ પર છે તે ભગવદ્ગીતાના નીચેના શ્લોકથી સમજાય છે. જ્ઞાનીની ગતિ અક્ષર સુધીની છે અને ભગવદ્‌ભક્તની પુરૂષોત્તમ સુધી છે. માટે જ્ઞાની કરતાં ભક્ત અધિક છે. એટલે જ્ઞાન કરતાં ભક્તિ એ અધિક શ્રેયસ્કર સાધન છે.

द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च ।
क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते ॥
उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः ।
यो लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वरः ॥
यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः !
अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः ।

આ લોકમાં બે પુરૂષ છે, ક્ષર અને અક્ષર. સર્વ ભૂતો ક્ષર છે. અને કૂટસ્થ અક્ષર કહેવાય છે. ઉત્તમ પુરૂષ તે આ બન્નથી જુદો છે અને તે પરમાત્મા કહેવાય છે. તે અવ્યય ઈશ્વર આ ત્રણ લોકમાં પ્રકટ થઈને તેનું ધારણ કરે છે. હું ક્ષરથી અતીત છું. અક્ષરથી પણ ઉત્તમ છું. આથી લોકમાં તથા વેદશાસ્ત્રમાં મને પુરૂષોત્તમ કહ્યો છે.

બીજો म વર્ણનો ઉચ્ચાર ભક્તને પુરૂષોત્તમનું સાયુજ્ય કરાવે છે આ પ્રમાણે દરેક વર્ણમાં મહાન્ અલૌકિક સિદ્ધિઓ પ્રકટ કરવાની શક્તિ સમાએલી છે. જો ભક્ત આ મન્ત્રનો ભાવપૂર્વક ઉચ્ચાર કરે તો દરેક વર્ણ તેની સિદ્ધિઓ ઉત્પન્ન કર્યા વગર રહેશે નહિ. દરેક વર્ણની એક પછી એક અધિક સિદ્ધિ થાય છે, અન તેથી પ્રભુપ્રાપ્તિના માગની ઉચ્ચ ભૂમિકામાં તે મુકાય છે, આવું પરમ રહસ્ય આ મંત્રમાં રહ્યું છે. તે મંત્રને શ્રી મહાપ્રભુજીએ નિજ ભક્તોની

નિઃસાધન સ્થિતિ જોઇને તેમની ઉપર અનુકંપા કરવાને આપ્યો છે.

**मू० इति श्रीकृष्णमंत्रार्थं यो जपेद्विट्ठलेरतिम् ।**
**भक्तिं वैराग्यमाप्नोति भुक्तिमुक्ती करेस्थिते ॥९॥**

પદાર્થ—इति આ પ્રમાણે, श्रीकृष्णमंत्रार्थम् શ્રી કૃષ્ણમંત્રના અર્થને, यः જે, जपेत् જપે છે. विट्ठले ભગવાનમાં, रतिम् રતિને, भक्तिम् ભક્તિને, वैराग्यम् વૈરાગ્યને, आप्नोति મેળવે છે. भुक्तिमुक्ति ભોગ અને મોક્ષ, करे હાથમાં, स्थिते સ્થિત થાય છે, મળે છે.

શ્લોકાર્થ—જે કોઇ આ પ્રમાણે (ઉપર કહ્યા પ્રમાણે) શ્રી કૃષ્ણ મંત્રના અર્થનો જપ કરે છે તે ભગવાનમાં રતિ, ભક્તિ અને વૈરાગ્ય મેળવે છે. તેના હાથમાં ભોગ અને મોક્ષ સ્થિત થાય છે.

**मू० सर्वरोगोपशमनं सर्वपापोपनाशनम् ।**
**ऋद्धिः सिद्धिर्गृहे शीघ्रं वसते सर्वदा स्थिरा ॥१०॥**

પદાર્થ—सर्वरोगोपशमनम् સર્વ રોગની શાન્તિ, सर्वपापोपनाशनम् સર્વ પાપનો નાશ, ऋद्धिः વૈભવ, सिद्धि સિદ્ધિઓ. गृहे ઘરમાં. शीघ्रं એકદમ. वसते રહે છે. सर्वदा હમેશાં, स्थिरा સ્થિર, ચલિત થયા વગર.

શ્લોકાર્થ—સવ રોગની શાન્તિ થાય છે. સર્વ પાપનો નાશ થાય છે. વૈભવ અને સિદ્ધિઓ ઘરમાં એકઃમ વસે છે તથા ( ઋદ્ધિ અને સિદ્ધિ ) હમેશાં સ્થિર બને છે.

વિવેચન—આ મન્ત્રના સ્મરણથી સર્વ રોગની શાન્તિ થાય છે તથા સર્વ પાપમાંથી મુક્ત થવાય છે તે ઉપર જણાવ્યું . છતાં પણ તેને વધુ ઠસાવવા અહિંઆં ફરીથી કહી છે. નારદપંચરાત્રમાં પણ કૃષ્ણમન્ત્રનો ઉપાસક પાપમાંથી મુક્ત થાય છે એમ કહ્યું છે.

कृष्णमन्त्रोपासकानां सद्यो दर्शनमात्रतः ।
शतजन्मार्जितात्पापान्मुच्यते नात्र संशयः ॥ १–९–२८

કૃષ્ણમન્ત્ર ઉપાસકનાં પાપ દૂર થાય છે. એટલુંજ નહિ પણ તેના પાદોદકથી તીર્થ સ્થળો પણ પવિત્ર થાય છે એમ ત્યાં કહ્યું છે.

कृष्णमन्त्रोपासकानां शुद्धपादोदकं सुत
पुनाति सर्वतीर्थानि वसुधामपि पार्वति ।

શ્રીમહાદેવજી પાર્વતીને કહે છે કેઃ–હે પાર્વતિ ! કૃષ્ણમન્ત્રના ઉપાસકોના પગનું શુદ્ધ જળ હોય તો તે સર્વ તીર્થોને તથા વસુધાને પણ પવિત્ર બનાવે છે.

તેને ઋદ્ધિ મળે છે તેમજ સર્વ સિદ્ધિ પણ મળે છે. એમ અહિંઆં કહ્યું છે. સિદ્ધિઓ એટલે અણિમા, લઘિમા, ગરિમા, મહિમા ઇત્યાદિ યોગશાસ્ત્રમાં કહી છે. ના૦ પં૦ રાત્રમાં નારાયણ ઋષિ કહે છે કેઃ–

श्रीकृष्णो यस्य भक्तिश्च तस्यात्र किं सुदुर्लभम्
अणिमादिकंद्वात्रिंशत् सिद्धिः करतले परा ॥

શ્રી કૃષ્ણનીજ ભક્તિ કરે છે તેને અણિમાદિક સિદ્ધિઓ મળે છે તે અહિંઆં કહ્યું છે.

વળી નારદ પંચરાત્રમાં શ્રીઅષ્ટાક્ષરમન્ત્રના માહાત્મ્ય વિષે નિચે પ્રમાણે લખ્યું છેઃ—

**किं मंत्रैर्बहुभिर्नश्वरफलैरायाससाध्यैर्मखैः**
**किंचिल्लोपविधानमात्रविफलं संसारदुःखाय वै।**
**एकः सन्नपि सर्वमंत्रफलदो लेपादिदोषोज्झितः**
**श्रीकृष्णः शरणं ममेति परमो मन्त्रोयमष्टाक्षरः ॥**

અર્થ—નશ્વર ફળવાળા ઘણા મંત્રોથી શું ? કષ્ટ સાધ્ય યજ્ઞોથી પણ શું ? તેઓમાં કંઇક વિધિ લોપ થવાથીજ વિફળ થાય છે, અને સંસારમાં દુઃખ આપે છે. પણ **श्रीकृष्णः शरणंमम** એ અષ્ટાક્ષર મંત્ર એક છતાં સર્વ મંત્રોનું ફળ આપનાર તથા લેપાદિ દોષથી મુક્ત એવો પરમ મંત્ર છે.

**મૂ० आनंदं परमानंदं सायुज्यं हरिवल्लभम् ।**

પદાર્થ—आनंदं આનંદસ્વરૂપને, परमानंदं પરમાનંદ સ્વરૂપને, सायुज्यं સાયુજ્યને, हरिवल्लभम् હરિને વહાલો. यः જે,

શ્લોકાર્થ—જે આ મન્ત્રને જપેછે તે આનંદ સ્વરૂપ, પરમાનંદ સ્વરૂપ, હરિની સાથે સાયુજ્ય, મેળવે છે અને પ્રભુનો વહાલો થાય છે.

मू० यः पठेच्छ्रीकृष्णमंत्रं सर्वज्वरविनाशनम् ॥११॥
भूतप्रेतपिशाचादिव्याघ्रचौरादिसंकटे ॥
शत्रवो मित्रतां यांति सर्पं दृष्ट्वेव मूषकाः ॥१२॥

कुक्रियाः सर्वरिष्टानि कुग्रहाः सर्वनाशनाः ।
आनंद मूर्तिः कृष्णोऽस्य हृदये वसते सदा ॥१३॥

પદાર્થઃ—यः જે, पठेत् પાઠકરે, श्रीकृष्णमंत्रं કૃષ્ણ મંત્રને, सर्व ज्वरविनाशनम् સર્વ જ્વરનો વિનાશ કરનાર, भूत प्रेत पिशाचादि व्याघ्र चौरादिसंकटे ભૂત, પ્રેત, પિશાચ વગેરે, વાઘ, ચોર વગેરેના સંકટમાં, शत्रवः દુશ્મનો, मित्रतां यांति ભાઇબંધ થાય છે, મિત્ર બને છે. सर्पं સાપને, दृष्ट्वा જોઇને, इव જેમ, मूषकाः ઉંદરો, कुक्रियाः દુષ્ટ ક્રિયાવાળા, सर्वरिष्टानि સર્વ અનિષ્ટો, कुग्रहाः દુષ્ટ ગ્રહો, सर्वनाशनाः સર્વ નાશ કરનારા. आनंदमूर्तिः આનંદરૂપ, अस्य એના, हृदये -હૃદયમાં, वसते વાસો કરે છે, રહે છે; सदा હમેશાં.

શ્લોકાર્થ—જે ભૂત, પ્રેત, પિશાચ વગેરે તથા વાઘ, ચોર વગેરેના સંકટમાં, સર્વ જ્વરના નાશ કરનાર શ્રી કૃષ્ણ

મંત્રનો પાઠ કરે તેના શત્રુ સર્પને જોઇને ઉંદરોની માફક મિત્ર થાય છે. ( સર્પને જોઇને જેમ ઉંદરો સાધારણ બને છે તેમ તેના શત્રુ પણ સાધારણ બની જાય છે ) તેની દુષ્ટ ક્રિયાઓ, સર્વ અનિષ્ટો, સર્વ નાશ કરનાર દુષ્ટ ગ્રહો પણ નાશ પામે છે. તેના હૃદયમાં સદા આનંદ મૂર્તિ કૃષ્ણ બિરાજે છે.

વિવેચન—ગમે તેવા સંકટમાં આપણે હોઇએ પણ જો તે વખતે શુદ્ધ હૃદયથી અષ્ટાક્ષર મંત્રનું સ્મરણ કરીએ તો તે સંકટ આપોઆપ દૂર થઇ જાય છે એમ અહિંઆં કહ્યું છે. ભૂત, પ્રેત, તથા પિશાચો કંઇ પણ તેને પીડા કરી શકતા નથી. વાઘ તેને જોઇને દૂરજ ખસી જાય છે. ચોર લોકોની તેની નજીક જવાની છાતી ચાલી શકતી નથી.

નારદપંચરાત્રના પ્રથમ રાત્રના ત્રીજા અધ્યાયમાં આપણે વાંચીએ છીએ કે:—સુભદ્ર નામના બાળક પાસે વાઘ આવ્યો ત્યારે તેણે કૃષ્ણ નામનું સ્મરણ કર્યું એટલે એ વાઘ દૂર ખસી ગયો.

श्रीकृष्णपूजां कुर्वन्तं ध्यायमानं पदाम्बुजम् ।
निकटं न ययौ व्याघ्रो दृष्ट्वा बालं च दूरतः

શ્રી કૃષ્ણની પૂજા કરતા અને તેમના ચરણકમલનું ધ્યાન કરતા તે બાળકને દૂરથી જોઇને વાઘ તેની નજીક ગયો નહિ. જ્યારે નારાયણ ઋષિએ આ બટુક સુભદ્રને વર માગવાનું કહ્યું ત્યારે તેણે આ ચમત્કાર જોઇને નીચે પ્રમાણે માગ્યું—

देहि मे कृष्ण पादाब्जे दृढां भक्तिं सुदुर्लभाम् ॥
तद्दास्यं तत्पदे वासं जरामृत्युहरं परम् ॥
अन्यं वरं न गृह्णामि न मे किंचित्प्रयोजनम् ॥
नाहं वरार्थी कामी च रागी वेतनभुग्यथा ॥

મને કૃષ્ણના પાદકમળમાં ઘણીજ દુર્લભ એવી દૃઢ ભક્તિ આપો. તેમનુંજ દાસ્ય આપો, તેમના ચરણ કમળમાં મારો વાસો રહે, કારણ કે તે ચરણ કમળ જરા અને મૃત્યુને હરનાર છે. મારે બીજો કોઇ પણ વર ( વરદાન ) જોઇતો નથી, મારે કોઇ પણ બીજું પ્રયોજન નથી. મારે વરની ઇચ્છા નથી, કામની ઇચ્છા નથી, રાગની ઇચ્છા નથી.

ત્યારે નારાયણ ઋષિ તેને કહે છેઃ—

गृहाण मंत्रं कृष्णस्य परं कल्पतरुं वरम् ।
भक्तिदं शुद्धं कर्ममूलनिकृन्तनम् ॥

કૃષ્ણના મંત્રને ગ્રહણ કરે તે શ્રેષ્ઠ અને કલ્પતરૂ સમાન છે. તે તને શુદ્ધ ભક્તિ આપશે અને કર્મનાં મૂલને છેદશે.

આ પ્રમાણે કૃષ્ણ મંત્રનું માહાત્મ્ય ત્યાં કહ્યું છે. જેવી રીતે સુભદ્ર વાઘના ભયમાંથી મુક્ત થયો હતો તેવીજ રીતે આ મંત્રથી દરેક પ્રકારના ભયમાંથી મુક્ત થવાય છે.

मू० तस्य कुत्रापिनो दुःखं सुखं सर्वत्र सर्वदा ।
अहोरात्रं जपेन्नित्यं गुरुणां मंत्रमुत्तमम् ॥१४॥

પદાર્થ—तस्य તેનું, कुत्रापि કોઇ પણ જગ્યાએ, नो નહિ, दुःखं દુઃખ, सुखं સુખ, सर्वत्र દરેક સ્થળે,

सर्वदा હમેશાં, अहोरात्रं દિવસ અને રાત, जपेत् જપ કરવો જોઇએ, नित्यम् હમેશાં, गुरूणां મોટાના, मंत्रं મંત્ર, उत्तमं શ્રેષ્ઠ.

શ્લોકાર્થ—તેને કદી પણ દુઃખ થતું નથી. તેને દરેક સ્થળે અને હમેશા સુખ થાય છે. આ ગુરૂમંત્રોમાં ઉત્તમ મંત્રનો જપ હમેશાં રાત ને દિવસ માણસે કરવો જોઇએ.

**मू०तं हि दृष्ट्वा त्रयो लोकाः पूताः स्युः किमु मानवाः**

**मध्ये च सर्वमंत्राणां मंत्रराजोत्तमोत्तमः ॥१५॥**

પદાર્થ—तं તેને, हि ખરેખર, दृष्ट्वा જોઇને, त्रयः ત્રણ, लोकाः લોકો, पूताः પવિત્ર, स्युः થાય, किमु તો શું, मानवाः મનુષ્યો, मध्ये વચમાં, च અને, सर्वमंत्राणाम् સર્વ મંત્રોનો, मंत्रराजा મંત્રોનો રાજા, उत्तमोत्तमः ઉત્તમમાં ઉત્તમ છે.

શ્લોકાર્થ—તેને જોઇને ત્રણ લોકો ખરેખર પવિત્ર બને છે તો પછી મનુષ્યો કેમ ન બને? સર્વ મંત્રોમાં ઉત્તમોત્તમ મંત્રરાજા છે.

વિવેચન—શ્રીકૃષ્ણ મંત્ર શ્રેષ્ઠ છે. તેને માટે વેદાન્તચિન્તામણિ ગ્રન્થમાં કહ્યું છે કેઃ—

सवषु मन्त्रवर्गेषु वैष्णवं श्रेष्ठमुच्यते ।

वैष्णवेषु च मंत्रेषु कृष्णमंत्राः फलाधिकाः ॥

( १५–१३० )

સર્વમંત્રોમાં વૈષ્ણવમંત્ર શ્રેષ્ઠ કહેવાય છે. અને વૈષ્ણવ મંત્રોમાં કૃષ્ણ મંત્રનું ફળ અધિક છે.

આ મંત્રનો પ્રતાપ એટલો બધો અધિક છે કે—

मंत्रग्रहणमात्रेण नरो नारायणात्मकः ।
पुनाति लीलामात्रेण पुरुषाणां शतंशतम् ॥

મંત્રનું ગ્રહણ કરતાંની સાથે માણસ નારાયણમય થાય છે. એમ નારદ પંચરાત્ર રાત્રમાં કહ્યું છે. ગૌતમીયતંત્રમાં પણ તેનો મહિમા કહ્યો છે. તે ઉપરથી સિદ્ધ થાય છે કે, કૃષ્ણમંત્ર સર્વમંત્રોનો રાજા છે.

**मू० इदमेव परैकांतभक्तिमान्यः सदा स्मरेत्**
**ऋद्धिः सिद्धिर्गृहे सत्यं कृष्णतात्पर्यसुन्दरम्॥१६**
**भक्तानां हितकार्यार्थं ज्ञातव्यं स्वजनोत्तमैः ।**

પદાર્થઃ—इदम् આ, एव જ, परैकांतभक्तिमान् પરમાં ( શ્રીકૃષ્ણમાં ) એકાંત ભક્તિવાળો, यः જે, सदा હમેશાં, स्मरेत् સંભાળે, ऋद्धिः રિદ્ધિ, વૈભવ, सिद्धि અણિમા વગેરે સિદ્ધિઓ, गृहे ઘરમાં, सत्यम् ખરેખર, कृष्णतात्पर्य सुंदरम् કૃષ્ણના સુંદર તાત્પર્ય, भक्तानाम् ભકતોનો, हितकार्यार्थं હિતકામને માટે, ज्ञातव्यं જાણવું જોઇએ. स्वजनोत्तमैः નિજ ઉત્તમજનોથી.

શ્લોકાર્થ—જે કૃષ્ણમાં એકાંત ભક્તિવાળો આને હમેશાં સ્મરે તેના ઘરમાં ખરેખર રિદ્ધિ ને સિદ્ધિ રહે છે. આ કૃષ્ણ તાત્પર્યનો સુંદર મંત્ર ભક્તોના હિતકાર્યને માટે છે એવું નિજ ઉત્તમજનોએ જાણવું જોઇએ.

**मू० वेदवाक्ये महावाक्यं पुराणे भारतेतथा ॥१७॥**

પદાર્થ:—वेदवाक्ये વેદનાં વાક્યમાં, महावाक्यं મોટું વાક્ય. पुराणे પુરાણમાં, भारते મહાભારતમાં, तथा વળી.

શ્લોકાર્થ:—આ વેદનાં વાક્યોમાં, પુરાણમાં વળી મહાભારતમાં મહા વાક્ય છે.

**मू० श्रीमद्वल्लभवाक्यार्थे श्रीकृष्णः शरणं मम ।**

**इति श्रीमद्विठ्ठलेश्वर विरचितमष्टाक्षर**

**निरूपणं समाप्तम् ॥**

શ્રીમદ્વલ્લભાચાર્યે કહેલા श्रीकृष्ण:शरणं मम વાક્યનું સ્મરણ કરો. એ પ્રમાણે શ્રીમદ્વિઠ્ઠલેશજીએ બનાવેલું આ અષ્ટાક્ષરનિરૂપણ સમાપ્ત થયું.

---

## ઉપસંહાર.

આ શરણાષ્ટકમંત્ર પુષ્ટિ પ્રભુના મુખમાંથી નીકળેલો છે. આ મંત્રથી જીવનું વરણ પ્રભુ કરે છે. જો કે આ મંત્ર સાધન છે છતાં, તેથી કંઇ પ્રભુનું વરણ ઓછું થતું

નથી. એ વરણુરૂપ હોવાથી ઉપાસનાત્મક નથી, શ્રવણાદિની માફક બન્નેના માર્ગ જુદા છે. જેવી રીતે શુકદેવજીના મુખમાં ભાગવતશાસ્ત્રનો રસ પડવાથી પીયૂષસમ બન્યો, તેવી રીતે જેવો અધિકારી તે પ્રમાણે ફળ થાય છે, માટે આ મંત્રના સ્મરણમાં શુદ્ધભાવ હોવો જોઈએ. આ બાબત અષ્ટાક્ષરશરણમંત્રના પૂર્વપક્ષ નિરાસમાં મહાનુભાવી શ્રી હરિરાયજીએ સમજાવી છે.

ઉપરના બધા વિવેચન ઉપરથી આપણે નીચેના સિદ્ધાન્તો તારવીશું.

(૧) બ્રહ્મ એ રસરૂપ છે એમ શ્રુતિ કહે છે. રસ એટલે આનંદ ઘન.

(૨) શ્રીકૃષ્ણ તે રસરૂપ હોવાથી તેજ પરબ્રહ્મ છે.

(૩) જીવ એ બ્રહ્મનો અંશ છે. તેમાં આનંદનું તિરોધાન છે.

(૪) આ અંશમાં જો આનંદનું પ્રાકટ્ય થાય તો તે અંશીની સાથે સાયુજ્ય પ્રાપ્ત કરી શકે છે.

(૫) નિર્ગુણ ભક્તિથીજ આ સાયુજ્ય જીવ કરી શકે છે.

(૬) શ્રી પ્રભુનું શરણ અગર પ્રતિપત્તિ તે જીવને ભક્તિ માર્ગમાં આગળ વધારે છે.

(૭) આ શરણાષ્ટકમંત્રના જપથી જીવ પોતાના અંશી શ્રી પ્રભુના સ્વરૂપને ઓળખી શકે છે, અને સાયુજ્ય પ્રાપ્ત કરી શકે છે.

(૮) આ પ્રભુનું શરણુ થવા માટે ગુરૂપાસે શરણુમંત્ર પ્રાપ્ત કરવો જોઇએ, અને નિવેદનપૂર્વક બ્રહ્મસંબંધ થવો જોઇએ.

(૯) આત્મનિવેદન તે મહા યજ્ઞ છે.

(૧૦) અષ્ટાક્ષરમંત્ર સર્વબીજામંત્રોનો રાજા છે.

(૧૧) તેનાથી લોકમાં સૌભાગ્ય મળે છે, ધન પ્રાપ્ત થાય છે, રાજાના વલ્લભ થવાય છે, પાપ બળીને ભસ્મ થાય છે, ત્રિવિધ તાપનું શમન થાય છે, યોનિનો ઉચ્છેદ થાય છે, પ્રભુનું જ્ઞાન થાય છે, ભકિત બને છે. ગુરૂ તરફ પ્રીતિ થાય છે અને સાયુજ્ય ભોગવાય છે. વળી ભૂત, પિશાચ, વ્યાઘ્ર, ચોર ઈત્યાદિનો ભય જતો રહે છે. અણિમા આદિ સિદ્ધિઓ મળે છે. તેને યમ પણ કશું કરી શકતો નથી. આ પ્રમાણે અન્ય મંત્રો જે નથી કરી શકતા તે આનાથી થાય છે. માટે તે દરેક મંત્રોનો રાજા છે. વળી આ મંત્રનું સ્મરણ કરવામાં શ્રમ બિલકુલ પડતો નથી. વેદના અને ગીતાના સારરૂપ આમંત્ર છે.

(૧૨) આ મંત્ર ગુરૂ પાસેથી પામવો જોઇએ. દીક્ષાવાળા ઉપરજ ભગવાન પ્રસન્ન થાય છે. માટેજ કહ્યું છે કેઃ— एवंसदा वै यत्नेन गुरुमेव समाश्रयेत्. વળી તત્વસારમાં જણાવ્યું છે કે अवश्य वैष्णवीं दीक्षां विशेत्सर्वप्रयत्नतः

(૧૩) અવૈષ્ણવ પાસેથી આ મંત્રનું ગ્રહણ કદી પણ કરવું નહિ. अवैष्णवाद्गृहीत्वा तु हरिभक्तिर्न वर्धते । અવૈષ્ણવ

પાસેથી દીક્ષા લેવાથી હરિભક્તિ વૃદ્ધિ પામતી નથી.

વૈષ્ણવ કોને કહેવો જોઇએ તે માટે પુષ્ટિપથરહસ્ય-માં દયારામભાઇએ સમજાવ્યું છે કેઃ-

વિઠ્ઠલ વલ્લભ બે વકાર આદ્યંત રહ્યા છે,
મધ્યે કૃષ્ણ કૃષ્ણનો મધ્યે વૈષ્ણવજ લહ્યા છે.

વિઠ્ઠલમાંથી 'વિ' અક્ષર, કૃષ્ણમાંથી "ષ્ણ" અક્ષર, અને વલ્લભમાંથી "વ" અક્ષર, એ ત્રણ જેનામાં મળે તેજ વિષ્ણવ અગર વૈષ્ણવ કહેવાય.

નારદપંચરાત્રનો નીચેનો શ્લોક ધ્યાનમાં રાખવો.

**गुरुवक्क्रात्कृष्णमंत्रो यस्य कण विशेदहो**
**तं वैष्णवं महापूतं प्रवदंति पुराविदः**

ગુરૂના મુખમાંથી કૃષ્ણમંત્ર જેના કર્ણમાં પ્રવેશે છે તે વૈષ્ણવ મહાપવિત્ર છે એમ પ્રાજ્ઞો કહે છે.

(૧૪) તેમ આ મંત્ર અવૈષ્ણવ આગળ બોલવો નહિ. નારદ પંચરાત્રમાં એ માટે કહ્યું છે કેઃ-

**नावैष्णवाय दातव्यं विकल्पोपहतात्मने ।**
**भक्तिश्रद्धाविहोनाय विष्णुसामान्यदर्शिने ॥**

વિકલ્પથી જેનો આત્મા હત થયો છે, જે ભક્તિમાં શ્રદ્ધા વગરનો છે અને વિષ્ણુને સામાન્ય ગણનારો છે એવા અવૈષ્ણવની આગળ મંત્ર ઉચ્ચારવો નહિ.

---

# શ્રી અષ્ટાક્ષરનું ધોળ.

આ કલિમાં કારણ એક અષ્ટાક્ષર ભારી,
શ્રીવલ્લભ શ્રીમુખથી પ્રકટયા સૃષ્ટીતારી, અષ્ટાક્ષર ભારી. ટેક.
શ્રીવલ્લભવંશની કૃપા થકી કરૂં અષ્ટાક્ષર વર્ણનરે;
શ્રીમુખથી પ્રકટયા એ શ્રીવલ્લભ, એ વેલને કરૂં પ્રણામ. ૧
આ દૈવી જીવપર દયા વિચારી, રસ વર્ષાવી ભારીરે;
શ્રીવિઠ્ઠલ પ્રભુજીએ કૃપા કરીને, ગ્રન્થ પ્રકટયા જાઉં વારી. ૨
અષ્ટાદશ કર્યા શ્લોક પ્રકટયા, શ્રીવલ્લભ રાજકુમારરે;
મહાગૂઢ રસ પ્રકટ કર્યો, જાઉં વંશ સહિત બલિહારી. ૩
પ્રથમ શ્લોકમાં પ્રકટ બતાવ્યું, શ્રીકૃષ્ણચંદ્રનું રૂપરે;
કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ નેતિ કરીને, સદા જપો રસરૂપ. ૪
આનંદ ને વળી પરમાનંદનું, સુખ અષ્ટાક્ષર માંહ્યરે;
નિશ્ચિંત ને વળી નિધડક થઇને, ભજે મળે વ્રજરાય. ૫
શ્રીમહાપ્રભુજીએ સાત ભક્તિનાં, દાન કયા આ મંત્રરે;
મહાઅઘોર કલિ જીવ ઉદ્ધારવા, સાતે ભક્તિનો એ જંત્ર. ૬
સાત ભક્તિનાં નામ વખાણું, શ્રવણ વળી કીર્તનરે;
સ્મરણ ને વળી શ્રવણ ભક્તિ પાંચમી છે અર્ચન. ૭
પાદસેવા વંદન દાસત્વ એ સર્વે મળીને સાતરે;
મહાપરાક્રમી સાતે જણને એક એક મલી વિખ્યાત. ૮
શુક, પરીક્ષિત, પ્રલ્હાદ, શેષજી, લક્ષ્મી ને પૃથુરાજરે;
હનૂમાન્ આદે સાતે જણને, એકએક ભક્તિ એ કીધાં કાજ. ૯

એવા મ્હોટાને બહુ પરાકાષ્ઠાથી, પ્રાપ્ત થયું રત્નરે;
આ દૈવી જીવ પર દયા વિચારી, અષ્ટાક્ષર ધન્ય ધન્ય. ૧૦

આ સાતેમાંથી એકે સાધન, આ કલિના જીવ શું કરશેરે?
અષ્ટાક્ષર મહામંત્ર જપ્યાથી, ભવસાગર તે તરશે. ૧૧

જે દિવસથી ગુરુકૃપાથી અષ્ટાક્ષર મળ્યું દાનરે;
તે દિવસથી જીવત પર્યંત, રૂડું રાખ્યું ધ્યાન. ૧૨

શ્વાસોચ્છ્વાસ ને હરતાં ફરતાં, અષ્ટાક્ષર મુખ ગાયરે;
નિદ્રા જાગરણ રસ્તે આવતાં, અહોનિશ ચાલ્યાં જાય. ૧૩

આનંદ ને વળી પરમાનંદનું, સુખ મળે સુખ થાયરે;
મહાઅલૌકિક લીલાનો અનુભવ કરી લીલામાં જાય. ૧૪

પ્રથમ શ્લોકમાં શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલ, કૃપા બહુ ગૂઢ કીધીરે;
નિજ સૃષ્ટિને દાન આપીને સર્વે કામના સિદ્ધિ. ૧૫

બીજા શ્લોક સદા સર્વદા, શ્રીકૃષ્ણ સ્મરણ કરવુંરે;
યમનાદૂતનું કાંઇ ન ચાલે, લેશ માત્ર નહિ ડરવું. ૧૬

અગાધ ભકિત અષ્ટાક્ષરની મહાપાતક સહુ નાસેરે;
ગૌ બ્રાહ્મણ સ્ત્રી બાળકની હત્યા, તે સહુ ત્રાસે નાસે. ૧૭

ત્રીજા શ્લોકમાં માહાત્મ્ય જાણી, અષ્ટાક્ષર નિત્ય જપવોરે;
યમનાદૂત પડે નહિ હઠે, એવો અષ્ટાક્ષર ઓળખવો. ૧૮

કાળ કર્મ તેહને નહિ બાંધે, ઉલટા અનુકૂળ થાયરે;
માયા મોહ ના વ્યાપે તેને, અષ્ટાક્ષર નિત્ય ગાય. ૧૯

જ્ઞાને અજ્ઞાને શ્રીકૃષ્ણભજનથી, અગણિત પાપ સહુ જાયરે;
અજામિલની વાત વિચારો, મહાપાપી પાવન થાય. ૨૦
ચોથામાં "શ્રી" સહિત અષ્ટાક્ષર વર્ણવ્યું, શ્રીવિઠ્ઠલેશરે;
નિજ સૃષ્ટિ ઉપર હેત વિચારી, ગુરુરૂપે ઈશના ઈશ. ૨૧
નિષ્પક્ષ વડે નિરધાર કરીને, પ્રકટ કર્યા મહારાજરે;
પાંચમા શ્રીમુખવચનથી, શ્રીવલ્લભે કીધાંકાજ. ૨૨
શ્રીગિરિરાજધરણે ચિંતા મટાડવા, મહદમંત્ર પ્રકટાવ્યોરે;
જેમ રૂનો ઢગલો ચીનગી બાળે, તેમ જીવના દોષ મટાડવા. ૨૩
દ્વાપરમાં પ્રભુ પ્રકટ થઈ, પૃથ્વીનો ભાર ઉતારવારે;
તેમ કલિમાં આ અષ્ટાક્ષરથી, વહાલે સકળ સૃષ્ટિને તાર્યાં. ૨૪
શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલેશે કૃપા કરીને, પુષ્ટિ રસ પ્રકટાવ્યોરે;
માળા તિલક છાપ અષ્ટાક્ષર, પંચાક્ષર ઘણા ભાવ્યા. ૨૫
છઠ્ઠા શ્લોકમાં અષ્ટાક્ષરના, અક્ષર વર્ણવ્યા ત્રણરે;
શ્રીકૃષ્ણ નામને સુભાગ્ય સાથે, દૃઢ કરી મન તું પરણ. ૨૬
'શ્રી'થી અખંડ સૌભાગ્યની પ્રાપ્તી, મળે અલૌકિક ધન્યરે;
'કૃ' શબ્દ પાપ તાપને ટાળે, 'ષ્ણ' શબ્દ ફળ અન્ય સાધન. ૨૭
સાતમા શ્લોકમાં શરણ ત્રણ એ, અક્ષર વર્ણવ્યા આપરે;
પ્રથમ 'શ' શબ્દથી લક્ષચોરાશી, ટાળી મિટાવ્યા તાપ, ૨૮
'ર'કાર શબ્દથી મહાઅલૌકિક, લીલાનું થાય જ્ઞાનરે;
'ણં'કારથી અન્ય આશ્રય છુટે, દૃઢ ભક્તિમાં રહે ધ્યાન. ૨૯
આઠમા શ્લોકમાં બે મમ એ, કૃપા ગૂઢ બહુ કીધીરે;
પ્રથમ 'મ' એ દૃઢ પ્રીતી બતાવી, બીજે 'મ' એ સૌજન સિદ્ધિ. ૩૦

નવમા શ્લોકમાં માહાત્મ્ય જાણી, અષ્ટાક્ષર નિત્ય ગાયરે;
શ્રીજી શ્રીવલ્લભના ચરણ, સ્પર્શિત સેવે દઢ થાય. ૩૧
દશમા શ્લોકમાં મહામંત્રથી, રોગ પાપ સહુ જાયરે;
ઋદ્ધિ–સિદ્ધિ સહુ ઘરમાં આવે, પરમાનંદ સુખ થાય. ૩૨
એકાદશમો આનંદ ને વળી પરમાનંદ પૂર્ણરે;
સ્નેહ કરી અષ્ટાક્ષર જપે, તેને રોગજ્વરનું ચૂર્ણ. ૩૩
દ્વાદશમાં વળી પ્રેત ભૂત, પિશાચ સર્વેને શીધેરે;
ચારે શત્રુનો ડર નહી તેને, અષ્ટાક્ષર રાખો ઢીંગે. ૩૪
ત્રયોદશમાં કુક્રિયા ક્રોધ અષ્ટાક્ષરથી ત્રાસેરે;
આનંદમૂર્તિ શ્રીકૃષ્ણચંદ્ર નિજ ભકતને રાખો પાસે. ૩૫
ચતુર્દશમાં સર્વે પ્રકારનું, દુઃખ મટે સુખ થાયરે;
અહોરાત્રિ શ્રીકૃષ્ણભજનથી, ઉભયલોક સુખ ગાય. ૩૬
પંચદશમાં શ્રીવલ્લભ પ્રભુને, શરણ થઇ સુખ ગાયરે;
સર્વમંત્રનો રાજશિરોમણિ, ભજે સ્વર્ગ મટે વ્રજ થાય. ૩૭
ખટદશમાં અષ્ટાક્ષરનો ગુપ્ત તે જપ થાયજો;
માહાત્મ્ય જાણી શ્રદ્ધાપૂર્વક ભજે પાપ કલેશ સહુ જાય. ૩૮
સત્તરમાં સહુ સૃષ્ટિના ઉપર, હેત કરી પ્રભુ પ્રકટયારે;
વેદ શાસ્ત્ર પુરાણ આદ્યનો, સાર સહુ મન ભાવે. ૩૯
અષ્ટાદશમો શ્લોક શ્રી વિઠ્ઠલ પ્રભુજીએ પૂર્ણ કીધોરે;
અષ્ટાક્ષરમાં નિધિ જાણી, સકળ મનોરથ સીધો ૪૦
એવે વહાલે નિજ સૃષ્ટિપર દયા વિચારી ભારીરે;
ગુરુકૃપાથી વર્ણન કીધો, જાય દાસનો દાસ બલિહારી.
અષ્ટાક્ષર ભારી૦ ૪૧

# નીજવાર્તા, ઘરૂવાર્તા, તથા બેઠક ચરિત્ર.

આ ગ્રન્થમાં શ્રી આચાર્યજી મહાપ્રભુજીની નિજવાર્તા, ઘરૂવાર્તાના ૫૧ પ્રસંગની વાર્તા તથા શ્રી આચાર્યશ્રીએ પોતે ત્રણ વખત પૃથ્વીપરિક્રમા કરી, દિગ્વિજય કરી, ભક્તિમાર્ગ–પુષ્ટિમાર્ગની સ્થાપના કરી દૈવીજીવોને શરણે લેઇ જે જે અલૌકિક ચમત્કારો જણાવ્યા ને પોતાની ૮૪ બેઠકો સ્થાપિત કરી તે બેઠકોનું સવિસ્તર વર્ણન તથા તેવીજ રીતે શ્રીમત્પ્રભુચરણ શ્રીગુસાંઇજી, જ્યેષ્ટ લાલજી શ્રીગિરિધરજી, ચતુર્થલાલજી શ્રી ગોકુલનાથજી ( માળા પ્રસંગવાળા ), પંચમલાલજી શ્રીરઘુનાથજી, તથા મહાનુભાવી શ્રીહરિરાયજી ( મહાપ્રભુજી શીક્ષાપત્ર આદિ અનેક ગ્રન્થોના કર્તા ) આદિ બાળકોએ પણ પૃથ્વી પર્યટન કરી દૈવી જીવોને શરણે લેઇ, સ્વધર્મનાં તત્વો સમજાવી, ધર્મનું પોષણ કરી, માર્ગનો પ્રકાશ કરી, પોતાની બેઠકો સ્થાપિત કરી તેનું ચરિત્ર–સવિસ્તર વર્ણન, તથા શ્રીનાથજીની ચરણ ચોકી તથા બેઠકોનું ચરિત્ર વગેરે પ્રાચિન અને અપ્રસિદ્ધ હસ્ત લીખીત ગ્રન્થોમાંથી શોધન કરી એકત્ર કરી આ ગ્રન્થ

## (अक्षर आ लाइन जेवाज मोटा अक्षरथी)

છપાવ્યો છે. મોટી સાઇઝનાં ૩૫૦ પૃષ્ટનો ગ્રન્થ છે છતાં ન્યો રૂ. ૩–૮–૦ સાડાત્રણ રૂપીઆ રાખી છે. માટે તરતજ મંગાવી વાંચો.

# रासपञ्चाध्यायी.

**મહાનુભાવી ભગવદીય શ્રીનંદદાસજીકૃત ગાવાના રાગમાં.**

રાસપંચધ્યાયી, આ શ્રીમદ્ ભાગવતના દશમસ્કંધમાં જણાવેલ શ્રીકૃષ્ણ ભગવાને કરેલી રાસક્રીડાના વર્ણનનું ગાવાના રાગમાં પ. ભ. નંદદાસજીએ વૈષ્ણવો ઉપર કૃપા કરી દાન કર્યું છે. તે મોટા અક્ષરથી છાપવામાં આવ્યું છે. ન્યો. ૦–૨–૦ બેઆના.

# પંચામૃત.

મહાન્ અનુભવી પરમ ભગવદીય "વ્યાસદાસ" કૃત અનુભવૈકગમ્ય, મહાન્ ગુઢવિષયો ભક્તિ, નીતિ, જ્ઞાન, વૈરાગ્ય, મનને શીખામણ, દીનતા, આશ્રય વગેરે વિષયોનું ગાવાના રાગમાં–દોહા, ચોપાઇમાં પંચામૃત–પાંચ અમૃત ૧ શિક્ષામૃત ૨ દૈન્યામૃત, ૨ સ્નેહામૃત ૪ સ્વમસાર, ૫ ઘનચાત્રક. આ પાંચ અમૃતદ્વારા વૈષ્ણવોને શ્રીઠાકોરજી, શ્રીમહાપ્રભુજી, શ્રીવલ્લભકુલનો દૃઢઆશ્રય, ધૈર્યનું અનુપમ વર્ણન કરી સ્પષ્ટ સમજાવ્યું છે. ખાસ મનન કરવા જેવો આ ગ્રંથ છે. કી. રૂ. ૦–૮–૦ આઠ આના.

श्रीमद्विठ्ठलेश्वर विरचितं.

# " श्रीमद्वल्लभाष्टकम् "

तथा

## श्रीमहाप्रभुजीविरचित. "श्रीचतुः श्लोकी" ग्रन्थ.

મુળ શ્લોક સહિત, સંસ્કૃત ટીકાઓના આધારે, શુદ્ધ અને સરળ વિસ્તૃત ગુજરાતીમાં ટીકા કરી, શ્રીમહાપ્રભુજીનું અલૌકીક, આત્મ સ્વરૂપ, શ્રીવૃન્દાવનેન્દુ, ભગવન્મુખારવિન્દ, રસાત્મક, કેવળ આનન્દૈક સ્વરૂપ છે. એવું ભાગવત, ગીતા, શ્રૃતિ, સ્મૃતીના પ્રમાણોથી પ્રતિપાદન કરી બતાવ્યું છે. આવા પ્રકારની ઉત્તમ ટીકા આ પ્રથમજ પ્રગટ થાય છે. જેથી દરેક વૈષ્ણવોએ અવશ્ય ખરીદવા ભુલવું નહિ. વળી શ્રીચતુ:શ્લોકી ગ્રન્થની પણ ગુજરાતી ટીકા આપી છે. ન્યો. ૦–૬–૦ છ આના.

## ॥ सौन्दर्य–पद्य ॥

આ ગ્રન્થમાં શ્રીઆચાર્યજી મહાપ્રભુજીનું સ્વરૂપ શું છે તે માટે શ્રી ગુસાંઇજીએ "**सौन्दर्यनिजहृद्गतम्**" એ એકજ શ્લોક રચ્યો છે તેના ઉપર સંસ્કૃતમાં બે ટીકા છે તે મુળ શ્લોક, સંસ્કૃત ટીકા, તથા તેની ગુજરાતી ટીકા કરી શ્રીમહાપ્રભુજીના સ્વરૂપનું વર્ણન કર્યું છે. ન્યો. રૂા. ૦–૨–૦.

## ॥ श्रीनामरत्नस्तोत्रम् ॥

શ્રી ગુસાંઇજીનાં ૧૦૮ નામનો આ ગ્રન્થ શ્રીરઘુનાથજી (પંચમલાલજી) એ રચેલો તેના ઉપરની સંસ્કૃત ટીકા તેના ગુજરાતી ભાષાન્તર સાથે છપાવી છે. ન્યો ૦–૬–૦ છ આના.

## वैष्णवसंक्षिप्त आह्निक.

આ નાનો પણ અપૂર્વ ગ્રન્થમાં વૈષ્ણવોએ પ્રાતઃ સમયથી સાંજ સુધીમાં સ્નાન, તિલક, સેવા, સ્મરણ, જપ, પાઠ, દાન, સત્સંગ વગેરે કરવાનાં કર્મોનું સ્પષ્ટીકરણ જણાવ્યું છે. દરેક વૈષ્ણવોએ આ ગ્રન્થ વાંચવો જરૂરનો છે, ન્યો. ૦–૪–૦.

## ब्लाफट पुराणनो परिच्छेद.

આર્યસમાજીસ્ટ સ્વામી બ્લાફટાનન્દ નામના માણસે શ્રીનાથજીના સ્વરૂપ માટે અસત્ય આક્ષેપો કરેલા, તેનો શ્રીનાથજીના પ્રાગટ્ય, ભૈરવ મૂર્તિના ફોટા આપી કરેલી સમીક્ષા રૂપે, શ્રીનાથજીના પ્રાગટ્ય અને ભૈરવની મૂર્તિની ઉત્પત્તિ વગેરે બતાવી સચોટ–સપ્રમાણ યોગ્ય જવાબ આ પુસ્તકમાં આપેલો છે. વૈષ્ણવોએ વાંચવા જેવો છે. કી. રૂા. ૦–૮–૦ આઠ આના. મૂર્તિપૂજાવાદ ૦–૪–૦

# શ્રીમદ્ગોસ્વામી મહાનુભાવી શ્રીહરિરાયજી વિરચિત

# ॥ બડે શિક્ષાપત્ર ॥

**મુળ શ્લોક સાથે, શુદ્ધ અને સરળ ગુજરાતી ભાષામાં ટીકા.**

આ ગ્રન્થ મુળ શ્લોક સાથે શબ્દાર્થ તથા વિસ્તૃત વિવેચન પૂર્વક શુદ્ધ ને સરળ ગુજરાતી ભાષામા તમજ શ્રીમદ્ ભાગવત, ગીતા, શ્રુતિ, સ્મૃતિ, ષોડશગ્રન્થો, વિજ્ઞપ્તી, ગીતગોવિન્દ અને અન્ય પુરાણોના પ્રમાણો, દ્દષ્ટાન્તો, સિદ્ધાન્તો સાથે ટીકા કરી ભક્તિમાર્ગનું સમર્થ પ્રતિપાદન કરી બતાવ્યું છે.

**આવા પ્રકારની ટીકા શિક્ષાપત્ર ઉપર ગુજરાતી ભાષામાં અત્યાર સુધીમા થઇ નથી એવું ઉત્તમ પુસ્તક છે.**

આ ગ્રન્થ રચી મહાનુભાવી શ્રી હરિરાયજીએ વૈષ્ણવોને ઉત્તમ પ્રકારનો બોધ, ભકિતનું સ્વરૂપ, સેવાની ભાવના, શ્રી પૂર્ણ પુરૂષોત્તમ પ્રભુના સ્વરૂપનું જ્ઞાન–ભાપના, સેવા કેમ કરવી, સેવાના પ્રકાર, વિ. વેક, ધૈર્ય, આશ્રય, અનન્યતાની ભાવના ( અન્યાશ્રયથી બચવાના ઉ. પાય ) શરણ મન્ત્રની ભાવના, નિવેદન મન્ત્ર ( બ્રહ્મ સમ્બન્ધની ભાવના, શ્રી ઠાકોરજીની કુંજ–નિકુંજાદિની, નિત્યલીલાની ભાવના, રાસલીલાની ભાવના વગેરે વૈષ્ણવોને ભકિતમાર્ગ–પુષ્ટિમાર્ગમાં જે કંઇ જાણવાની સમજવાની જરૂર છે તે વગેરે સમજાવી આ પુસ્તકમાં તેનું દ્દષ્ટાન્તો, સિદ્ધાન્તોથી નિરૂપણ કર્યું છે.

વળી ગ્રન્થકર્તા **શ્રી હરિરાયજી** મહાપ્રભુજી તથા તેમના ભાઇ **શ્રી ગોપેશ્વરજી** ( કે જેમના માટે આ ગ્રન્થ રચાયો ) તેમના સુન્દર ઉત્તમોત્તમ **ફોટા** પણ આપવામાં આવ્યા છે. મોટી સાઇઝનાં ૪૦૦ ઉપરાંત પૃષ્ટનું, મજબુત શુદ્ધ **સ્વદેશી ખાદીનું પુંઠું** કરવામાં આવ્યું **છે.** ( જેથી પુસ્તક ફાટવાની ધાસ્તી ઓછીજ રહેશે ) **સ્ત્રીઓએ તો ખાસ અવકાશના વખતમાં** વાચવા યોગ્ય છે. તથા નિત્ય નિયમપૂર્વક રાત્રે **ભગવદ્દવાર્તામા વાંચવા માટે** ઉપયોગી **છે.** છતાં ન્યોછાવર રૂ. ૪–૦–૦ ચાર **રૂપીઆજ** રાખ્યું **છે.**

૨૨ શ્રીયમુનાજીનાં ૪૦ પદ ( વ્રજભાષા ) ... ... ૦—૨—૦

૨૩ વનયાત્રાનું ધોળ ( વ્રજભાષા ) ... ... ... ૦—૧—૩

૨૪ શ્રીગિરિરાજભૂષણ ગ્રન્થ સટીક ... ... ... ૦—૧૦—૦

૨૫ શ્રીગોકુલેશજીનું જીવનચરિત્ર ( બે ભાગમાં, સંપૂર્ણ ખાળાપ્રસંગ સાથે ) ... ... ... ... ૪—૦—૦

૨૬ શ્રીહરિરાયજી કૃત બડેશિક્ષાપત્ર ( મૂળ શ્લોક સાથે ગુજરાતી ટીકા ... ... ... ... ... ૪—૦—૦

૨૭ તીર્થયાત્રાનો હેવાલ ( આખા હિંદુસ્તાનમાં આવેલાં વૈષ્ણવ સંપ્રદાયનાં સઘળાં તીર્થોની સંપૂર્ણ માહીતીવાળું) ૩—૦—૦

૨૮ **ભાવસિન્ધુ વ્રજભાષા** ... ... ... ... ૧—૪—૦

૨૯ નિજવાર્તા, ઘરૂવાર્તા, બેઠક ચરિત્ર, શ્રીમહાપ્રભુજી, શ્રીગુસાંઇજી, શ્રીગોકુલનાથજી, શ્રીહરિરાયજી વગેરે બાળકોની બેઠકો તથા શ્રીનાથજીની ચરણચોકી, બેઠકોના વર્ણન સાથે ... ... ... ... ૩—૮—૦

૩૦ શ્રી સર્વોત્તમ સ્તોત્ર સટીક ... ... ... મફત

૩૧ શ્રીપુરૂષોત્તમ સહસ્રનામ સ્તોત્ર મુળમાત્ર. ... ૦—૨—૦

૩૨ શ્રીવલ્લભાષ્ટક. સંસ્કૃત ટીકાના આધારે ગુજરાતી ભાષાન્તર, શ્રી ચતુશ્લોકી ગ્રન્થની ટીકા સાથે ... ૦—૬—૦

૩૩ શ્રી અષ્ટાક્ષરનિરૂપણ અષ્ટાક્ષર મહામંત્ર તેના ઉપર શ્રીગુંસાઇજીની ટીકાના આધારે ગુજરાતી ભાષાન્તર ૦—૬—૦

૩૪ પંચામૃત ... ... ... ... ... ૦—૮—૦

૩૫ રાસપંચધ્યાયી ( નંદદાસજીકૃત ગાવાના રાગમા ) ... ૦—૨—૦
( છપાય છે )

૩૬ શ્રીગિરિધરલાલજી કાંકરોલીવાળાનાં ૧૨૦ વચનામૃત ૩—૦—૦

૩૭ ષોડશ ગ્રન્થો ઘણા મોટા અક્ષરથી " ... ૦—૮—૦

૩૮ બસોબાવન વૈષ્ણવની વાર્તા. અનેક ટીપ્પણ, ટીકા સાથે ગુજરાતી ભાષામાં ... ... ... ૪—૦—૦


રીચીરોડ, પતાસાની પોળ પાસે.
નં. ૧૧૦, મેડા ઉપર—અમદાવાદ.

**સદ્‌ગુણભાઇ છગનલાલ દેસાઇ**
વ્યવસ્થાપક—'શ્રીભક્તિ ગ્રન્થમાળા' કાર્યાલય.

# ૨૫૨ વૈષ્ણવની વાર્તા

આ બસોબાવન વૈષ્ણવની વાર્તા અમોએ વ્રજભાષા ઉપરથી ગુજરાતી ભાષામાં ( **અક્ષર આ લાઈન જેવડાજ મોટા** ) મોટા અક્ષરથી છપાવી છે. તેમજ તેમાં ઘણા પ્રાચીન ગ્રન્થો જેવા કેઃ— શ્રીવલ્લભચરિત્ર, ભાવસિન્ધુ, પંચામૃત. રાગરત્નાકર, નારદ પંચરાત્ર, અણુભાષ્ય, શ્રીવલ્લભાખ્યાન, ષોડશગ્રન્થો, શિક્ષાપત્ર, શ્રીમદ્ભાગવત, ભગવદ્ ગીતા વગેરે ગ્રન્થોમાંથી શોધખોળ કરી કેટલીક ઐતિહાસીક હકીકત, દ્રષ્ટાન્તો તેમજ તે વૈષ્ણવો માટેની આપેલી વાર્તાની વધુ હકીકત દાખલ કરી છે. જેથી અત્યાર સુધીમાં આવી વાર્તાનું પુસ્તક કોઈ પણ ઠેકાણે જોવામાં આવ્યું નથી તેવું છે. ચોરાશી વૈષ્ણવની વાર્તા માટે અમોએ ખાસ વ્રજયાત્રા કરી તથા કાઠીયાવાડની મુસાફરી કરી કેટલીક પ્રાચિન હકીકત શોધન કરી મેળવેલી તે વખતે આ પુસ્તક માટે પણ હકીકત મેળવતા રહેતાં સઘળો સંગ્રહ એકત્ર થયેથી આ ગ્રન્થ છપાવ્યો છે. આ ગ્રન્થ એક વખત વાંચ્યા પછી હાથમાંથી મુકવાનું મન થશેજ નહિ. કારણ કે દરેક વાર્તામાં નવિન હકીકત જોવામાં આવશે. વળી ૨૫૨ વૈષ્ણવોની જેટલી હકીકત વધુ મળે તેટલી દરેક વૈષ્ણવે જાણવી ઉપયોગી છે. મોટા કદનાં લગભગ ૪૦૦ ઉપરાંત પૃષ્ટ, શુદ્ધ ખાદીનું પાકું પુઠું, તેમજ શ્રી ગુંસાંઈજીનો ઉત્તમોત્તમ ફોટો પણ આપ્યો છે કીં. રૂા. ૪-૦-૦ ચાર રૂપીઆ.

---

**આ તથા અમારાં બીજાં પુસ્તકો મળવાનાં ઠેકાણાં.**

૧ લલ્લુભાઈ છગનલાલ દેસાઈ રીચીરોડ, પતાસાની પોળ પાસે નં ૧૧૦, મેડા ઉપર ... ... અમદાવાદ
૨ પ્રસિદ્ધ બુકસેલરો ... ... ... ... અમદાવાદ
૩ શ્રી પુષ્ટિમાર્ગીય પુસ્તકાલય ... ... ... નડીઆદ.
૪ ચુનીલાલ કૃષ્ણાશંકર શર્મા. ભુલેશ્વર મહારાજનો ભોઈવાડો, મોટું મંદિર. ... ... ... મુંબાઈ (૨)
૫ ડા. [illegible] (મુગટના[illegible]) ... ... [illegible]